# અ ર્પ ણ

મથુરાની મૃગનયનીઓને, જેમણે મૃદુભાવે ,
નિહાળ્યાં હતાં મોરપિચ્છ–
મુકુટધારીનાં પ્રણયમાધુર્ય

## આ લેખકનાં પુસ્તકો

: પ્રકટ :

૧ મેંદીનો રંગ
૨ રૂપલાલસા
૩ નિત્યપ્રિયા
૪ रामप्रव्रज्याभिनिष्क्रमण, ૧ ( ડોલનશૈલી )
૫ ,, ,, ૨ ( ડોલનશૈલી )
૬ મધુપ
૭ રાસ રંગભૂમ્ ( રાસ અને કાવ્યો )
૮ ગામડાની ગોરી ( ડોલનશૈલી )
૯ રાજવાસતી ( ,, ,, )
૧૦ માનસરના મોતી ( બે ટૂંકી વાર્તા )
૧૧ યોગેશ્વર કૃષ્ણ ગોકુલેશ ( ડોલનશૈલી )
૧૨ ,, ,, રાસેશ ( ,, ,, )
૧૩ ,, ,, મથુરેશ ( ,, ,, )
૧૪ ,, ,, દ્વારિકેશ ( ,, ,, )
૧૫ ,, ,, ગીતેશ ( ,, ,, )
૧૬ ,, ,, યોગેશ ( ,, ,, )
૧૭ પ્રણય-રાસ-બે સર્ગ

— અપ્રકટ —

૧૮ શેશાનાથ ( ટૂંકી વાર્તાઓ )
૧૯ પ્રણય-નૈયા
૨૦ અને આવતી કાલે
૨૧ મારો એકરાર-૧
૨૨ પ્રણય-એકરાર-૨
૨૩ પ્રેમનો સાર
૨૪ પ્રેમયોગ ( ડોલનશૈલી )
૨૫ અમૃતમંથન ( ,, ,, )
૨૬ મંદાકિની
૨૭ અનામિકા
૨૮ દિગ્ઘર
૨૯ મનસા

# એક બોલ

**વાંચનાર !** જીવનશૈલીમાં રામપ્રતાભિનિષ્ક્રમણના બે ભાગ ક્રમેક્રમે બહાર પડ્યા એને રામભક્તોએ ને રસજ્ઞ વિદ્વાનોએ આશિષ્યા.

પછી એનાથી પ્રોત્સાહિત બનીને 'યોગેશ્વર કૃષ્ણ'ના ૭ ભાગ–ગોકુલેશ, રાસેશ, મથુરેશ, દ્વારિકેશ, ગીતેશ ને યોગેશ—બૃહદ્ ગુજરાત સમક્ષ રજૂ કરૂં છું.

શ્રી કૃષ્ણજીવનની અનેકવિધ સર્પાત્તએ સૈકાઓ લગી આર્યાવર્તને પ્રેરણા આપી છે ને દઈ યે આપશે એ નિઃસંશય છે

यदायदा हि धर्मस्य ग्लानि र्भवति भारत ।
अभ्युत्थानमधर्मस्य तदात्मानं सृजाम्यहम् ॥
परित्राणाय साधूनां विनाशाय च दुष्कृताम् ।
धर्मसंस्थापनार्थाय संभवामि युगेयुगे ॥

પ્રથમ ભાગ : યોગેશ્વર કૃષ્ણ—ગોકુલેશ . યુગ દ્વાપરની અંધારરાત્રિ વિદારવા ને પૃથ્વીએથી પાપીઓનો ભાર ઉતારવા શ્રાવણ વદ અષ્ટમીની મેઘલી રાતે એ મથુરાના કંસના કારાગૃહે જન્મ્યો : અને પિતા વસુદેવ ને જન્મદાત્રી દેવકીને અંતરપ્રેરણા દઇ ગોકુલ-ગમન કર્યા.

પછી તો એ આનંદસ્વરૂપ કનૈયાની બાળલીલાએ સારા યે ગોકુલ ગામને ઉલ્લાસના હેલે ચઢાવ્યું.

યમુનાજીના કાંઠે એ ગાયોના ગોવાળે ધેનુ ચરાવી, મહી-માખણ ખાધા ને અનિષ્ટ તત્ત્વોથી ગોકુળિયાને ઉગાર્યું.

પછી વૃષભાનતનયાનાં મિલન થયાં રાધિકાજી સખીઓ સંગે પાણીડાંએ પધારતી તે જાણે આભનો ચંદ્ર ધરતીએ ચાલતો લાગતો ને સખીઓ તારાગણ શી શોભતી

રાધિકાજી ભાગવતમાં નથી, પણ દેવીભાગવતમાં કૃષ્ણ ઉપનિષદમાં અને પદ્મપુરાણમાં છે વળી વેદોમાં પણ **राधस्** શબ્દ વપરાયો છે **राधस्** એટલે આરાધના

અને એ કૃષ્ણ-આરાધિકા રાધિકાજીને મે કૃષ્ણદર્શનમાં શૃંગારે ગૂંથી છૂપાયેલું આધ્યાત્મિક રહસ્ય દાખવવાનો પ્રયાસ કર્યો છે **योगिभि र्ध्यानगम्यम्** એવા યોગીઓના ઇશ્વરનું-યોગેશ્વર તત્ત્વનુ-મે આખી યે કથામાં અધિષ્ઠાન રાખી શૃંગારને સ્પર્શ કર્યો છે



**બીજો ભાગ યોગેશ્વર કૃષ્ણ-રાસેશ** ગુજરાતના રસિક કાવ્યમર્મજ્ઞો ! કનૈયાના વૃંદાવનના રાસ ભાગવતમાં રાસપંચાધ્યાયીમાં પ્રથમ વાચતાં શૃંગારમય ભાસે છે પણ વેદો ને ઉપનિષદોના અધ્યયન પછી આપણને જાણ થાય છે કે એ રૂપક છે વેદ ઉપનિષદનાં ગૂઢ તત્ત્વો સમજવાની કોટીએ નહીં પહોંચનારને માટે ભક્તિરસ દ્વારા જ્ઞાન મેળવવાનુ શ્રીમદ્‌ભાગવત શ્રેષ્ઠ સાધન છે

'યોગેશ્વર કૃષ્ણ રાસેશ' મા 'રાધાનો સ્વમસ સાર', 'પ્રાણેશ્વરના પ્રકટ દર્શન', સોઽહમ્ શ્યામ ને 'રાસપંચાધ્યાયી' એ પ્રકરણોમાં રાધા તત્ત્વને મે જુદી જ દષ્ટિએ આલેખવાનો પ્રયાસ કર્યો છે

રાસ-રાસેશ્વરી રાધિકાની નેત્રપલ્લવી કૃષ્ણ-રાધાનાં અદ્વૈતનું સાધન હતું. કનૈયો યમુનાકાંઠે વેણુ બજાવતો એ સુણી કંકણરણકારે વ્રજાંગનાઓ યમુનાકાંઠે જતી. પછી એક દિ' કૃષ્ણે મુરલીદ્વારા સામવેદનું સંગીત રેલવ્યું ને રાધિકાજીને સંગે વ્રજાંગના-રાસ રેલવ્યો ને ૭...૭...માસ આભે થંભાવ્યો ચંદ્રમાને.

સમાધિસ્થ કૃષ્ણ-ગોપીઓના રમણનો એ હતો અનંત રાસ. એ રાસની ઉચ્ચ કક્ષાએ વ્રજાંગનાઓને ઉડાડયા પછી શ્રી કૃષ્ણ અવતરણનાં કાર્ય કરવા વૃંદાવન છોડતા હતા.

શ્રી કૃષ્ણ મથુરા ગયા પછી રાધિકાજીનું શું થયું ? એ વિશે કૃષ્ણોપનિષદ, પદ્મ-પુરાણ, દેવી-ભાગવત વગેરે મૌન સેવે છે. એ મૌન મને નથી રુચ્યું; અને તેથી સ્વયં રાધિકાજી વૃંદાની માળા કૃષ્ણકંઠે અર્પે ને પછી કૃષ્ણના મથુરાગમને રાસેશ્વરી રાધિકા રસો વૈ સઃ ના કંઠે અર્પેલી તુલસીની માળાએ સમાઇ જાય, એ ભાવના મેં પોષી છે.

કૃષ્ણ વિનાના ગોકુળમાં કેમ રહી શકે રાધારાણી ? રાધિકાજી એટલે પરાપ્રકૃતિ......શુદ્ધ માયા પરમેશ સંગે જ હોય ને ?



ત્રીજો ભાગ : યોગેશ્વર કૃષ્ણ-મથુરેશ : અને રાસેશ્વરે વૃંદાવનનું રમતિયાળ જીવન તજી યુગદ્વાપરમાં પાપી માનસ ધરાવનારાઓના ભારે ડૉલતી આર્યાવર્તની અમર સંસ્કૃતિને જીવંત રાખવા મથુરા-ગમન કર્યું. ત્યાં કંસવધ કરી ઉગ્રસેનનો રાજ્યાભિષેક કર્યો; પણ છતાં યે યાદવરાજ્યના સૂત્રધાર તો પોતે જ હતા અને ભારતને બૃહદ્‌ભારત પણ બનાવવાના હતા, એ તો યુગદ્વાપરની વિધાત્રી યે ભાખતી હતી.

હવે મથુરાનો પ્રદેશ સપાટ ને કુદરતી સંરક્ષણ વિહોણો હતો. શ્રીકૃષ્ણને ભારતીય સંસ્કૃતિના નાશકર્તા અનેક રાજવીઓની સાથે મોરચા માંડવાના હતા. એવે કાળયવને મથુરાને ઘેરો ઘાલ્યો. યવનની સેનાના પ્રચંડ ધસારા સામે યાદવોનું બળ ગૌણ હતું. એ પારખી શ્રી કૃષ્ણે યાદવો સંગે મથુરા તજ્યું ને સૌરાષ્ટ્રના સાગરઆરે દ્વારિકાનગરી વસાવી.



**ચોથો ભાગ : યોગેશ્વર કૃષ્ણ–દ્વારિકેશ :** પછી દ્વારિકાએ વળી શ્રીકૃષ્ણે ભારતવર્ષમાંથી પાપીઓના ભાર ઉતારવાની પીઠિકા રચવા માંડી. દ્વારિકા ભૂમિબિંદુ પર વસેલું હતું, કેમ કે સૌરાષ્ટ્રદ્વીપને સાગરના જળની કિલ્લેબંધી હતી. પછી એ સુરક્ષિતતાએ વળી દ્વારિકેશ શ્રીકૃષ્ણે ભારતવર્ષના રાજવીઓ સંગે સંપર્ક વધાર્યો મૈત્રીની ગ્રંથિ બાંધીને કે રાજવીઓની રાજકુમારીઓને પરણીને. અને પછી મંડાણો દ્વારિકેશનો ગૃહસંસાર યુગદ્વાપરે પ્રવર્તતી સંસારની ગુંચવણોને ઉકેલવા.

વાચનાર ! એવે ભારતના પાટનગર હસ્તિનાપુરે કૌરવો ને પાંડવો વચ્ચે કકળાટ મંડાણા હતા. સંસારની તુલાએ સત્યનું છાબડું પાંડવપક્ષે હતું, અને શ્રીકૃષ્ણે પાંડવને સાથ દીધો.



**પાંચમો ભાગ : યોગેશ્વર કૃષ્ણ–ગીતેશ :** પછી કુરુક્ષેત્રની મહાભારત-શેતરંજે વૃંદાવનના વેણુ-બજવૈયાએ યુગદ્વાપરની સંસારશેતરંજે અનાયુધ રહી પાર્થના સારથિ બની, શાંત સમતોલ ચિત્ત રાખી અગિયાર અક્ષૌહિણી સેના સામે સાત અક્ષૌહિણીથી વિજય અપાવ્યો.

એમાં અર્જુન-વિષાદ વખતે એણે ગીતાનાં જે અનુપમ જ્ઞાન દીધાં તે વેદો ને ઉપનિષદોનું દોહન છે. **સર્વોપનિષદો ગાવો દોગ્ધા ગોપાલનન્દન.**

ભારતવર્ષે અવતરી યોગીઓના એ ઇશ્વરે અવતરણની સિદ્ધિ કરી કુરક્ષેત્રના સહારયજ્ઞે પાપીઓના હનિ હોળી પૃથ્વીને ભાર ઉતાર્યો.

અશ્વત્થામાના બ્રહ્માસ્ત્રના પ્રયોગ પછી ઉત્તરાની કુખેથી મૃત બાળ પરીક્ષિત જન્મે છે ને યોગસિદ્ધિએ શ્રીકૃષ્ણ એને જીવતદાન આપે છે. ૧૫૪-મા પ્રકરણમાની યોગસિદ્ધિની પરાકાષ્ટા સાનમા સમજાવવાના મે પ્રયાસ કર્યો છે યોગેશ્વર કૃષ્ણના ૭ ચે ભાગમા 'પાતંજલયોગદર્શન' ના આધારે મારી બુદ્ધિ અનુસાર શ્રીકૃષ્ણના ચમત્કારોના ઉકેલ શોધવા મે પ્રયાસ કર્યો છે. એ કેટલે અંશે સફળ થયો છે તે તો આપ વાચનારમાના યોગાભ્યાસીઓ જ કહી શકશે.

મે ઉચ્ચ કોટીના નહિ પણ હલકી કોટીના યોગના મનોબળના પ્રયોગો તો પ્રત્યક્ષ નિરખ્યા છે, અને મને ખાતરી થઇ છે કે સાત્વિક આહાર-વિહારે ને યોગ-અભ્યાસે યોગસિદ્ધિ દુષ્કર નથી.

એક દશ્ય મે મુબઇમા નજરે જોયુ હતુ આપણા એક હિંદી મલ્લ રામજીનુ વજન ૨૩૦ પાઉંડ કાટાએ જોખતા મે જોયુ, પણ પછી સ્તભન કર્યું ત્યારે ૪૬૦ પાઉડ થયુ. હવે રામાયણકાળમા અંગદનો પગ કોઇથી ન ઊપડયો ..કે કુરુક્ષેત્રમા શ્રીકૃષ્ણ **સંયમે** પાર્થરથ એક તસુ યે કર્ણના બાણે પાછો ન હટતો, ને પછી અર્જુનના વધ્યા અહકારે શ્રીકૃષ્ણે સ્તભને વિહારી ભાર ઓછો કર્યો ને કર્ણબાણે રથ દશ જેમ ઊડયો, એ યોગ-પ્રક્રિયાની પ્રતીતિ દે છે

હુ પોતે જ ...પ્લેટો, ટાલ્સ્ટૉય, રસ્કીન, ઇમર્સન, સ્વીડન-બોર્ગના ગ્રથો વાચી મથને ડોહ્યો પછી રાજકવિ કનાપીનો 'સ્વીડન-બોર્ગના ધર્મ-વિચાર' ગ્રથ વાચ્યો. કનાપીએ હદ કરી છે. ..અને

કદાચ એ જ કારણે ધર્મ-અભ્યાસી મણિશંકર ગ્લત્ત્જી ભટ્ટ ઉર્ફે કવિ કાન્તે કતાપીના આ લેખથી ખ્રિસ્તી ધર્મને અપૂર્ણ માની ફરી હિંદુધર્મ સ્વીકાર્યો હશે

એ વિચારની ઉહાગમથને હતો એવે અંધશ્રદ્ધાળુ પૉલ બ્રન્ટનનુ 'The Search in Secret India' નામનુ પુસ્તક મારે હાથ પડ્યુ. એ નિરીશ્વરવાદી પૉલ બ્રન્ટન પ્રથમ આફ્રિકાના પીરામીડ તરફ ગયો .અને પછી મળતી મન પ્રેરણાએ રમણ મહર્ષિના આશ્રમે જાહ્નવીને તીર વારાણસી ગયો ત્યા એને એક યોગી મળ્યો એને પૉલ બ્રન્ટને એના મનો મથનની અને યોગ વિદ્યાની જિજ્ઞાસાથી કરેલ પરિભ્રમણની કથા કહી પછી એક ચકલીને મારવાનુ કહ્યુ, પૉલ બ્રન્ટને તેને મારીને બરાબર તપાસ્યુ કે 'એ જીવવિહોણી છે !' પછી પેલા યોગીએ એને જીવત કરી !

આ મગે જો વારાણસીનો યોગી ચકલી જીવત કરે તો ઉત્તરાપુત્ર પરીક્ષિતને કેમ ન જીવતો કરે યોગીઓનો યે ઈશ્વર કૃષ્ણ ?

પશ્ચિમના વિજ્ઞાનની અસરે ઘેરાયેલા આપણા માટે એકદમ યોગ વિષે જાણવુ બહુ દુષ્કર છે. Science has studied external world and Yoga internal world ગુરુઓ પણ અધૂરા પાત્રોને એ શકિત નથી આપતા-એવી બીકે કે એ એ શકિતનો દુરુપયોગ કરે હજારો વર્ષ પૂર્વે ભારતની નાલદા યુનિવર્સિટીમા ફકત ઉચ્ચતર માનસિક ભૂમિકાએ પહોચેલાને જ જ્ઞાન ભીનના આલવાની પરવાનગી મળતી એ તો ભારતીય સસ્કૃતિની વિશિષ્ટતા છે

પરમયોગી રામકૃષ્ણ પરમહસનો એક દાખલો છે કે 'अष्टावक्र सहिता' એ ખાટલાના ઓશિકા નીચે સતાડી રાખતા ફકત સ્વામી વિવેકાનદને જ એ વચાવતા કે જેણે પૂર્વના ઉચ્ચ જ્ઞાન સહેલામાં સહેલી

રીતે પશ્ચિમમા ફીરયાં પૂર્વ ને પશ્ચિમની સંસ્કૃતિનો શો ભેદ છે, એ વિષે સ્વામી વિવેકાનંદે વિલાયતમાં એક પ્રશ્નકારને સંક્ષેપમા કહ્યું હતું કે 'You live in time and we live in eternal!' એ જ વિશિષ્ટતા છે આર્યસંસ્કૃતિની. અમર સંસ્કૃતિ છે આર્યાવર્તની. જર્મન કવિ ગેટેના એક દૃષ્ટાંતે આપ રીઝશો. ગેટેએ સંસ્કૃતનો અભ્યાસ કરી મહાકવિ કાલિદાસનું 'શાકુતલ' વાચ્યુ, ને પછી સ્વદેશ જર્મની જઇ માથે 'શાકુતલ' મૂકીને એ નાચ્યો હતો !

"ગાંડો... ..ગાંડો..... ગાંડો......!" પણ શુ ગાડાના બરાબ ગાડા ? અને ગેટેએ કહ્યું, "પૂર્વે ઊગે સૂર્ય ને પશ્ચિમ એના તેજ ઝીલે છે હજી તો 'શાકુતલ' વાચ્યુ છે મે, પણ એથી શ્રેષ્ઠ તો 'રામાયણ' ને 'મહાભારત' છે, અને એ વંચાશે ત્યા લગી અમર છે આર્યાવર્તની સંસ્કૃતિ !"



ભાગ છઠ્ઠો : યોગેશ્વર કૃષ્ણ—યોગેશ મે 'ગીતેશ' પૂર્ણ કર્યા પછી 'યોગેશ્વર કૃષ્ણ–યોગેશ' લખ્યુ મને એક મિત્રે પૂછ્યું કે 'શ્રીકૃષ્ણે કુરુક્ષેત્ર પછી પચીશ વર્ષ શું કર્યું ?' અને મે ઉત્તર આપ્યો કે 'ભૂસાતી સંસ્કૃતિને ફરી સજીવન કરાવવામા પ્રોત્સાહન દીધું.'

મહાભારત, ભાગવત, શાકર ભાષ્ય વગેરે અનેક અમર સાહિત્યના બીજ એ શાંતિના સમયે વવાર્યાં છે.

અત્યારના જમાનામાં તો શાંતિ જ આપણે વિસારી છે. Leisure is the lost art of modern world કુદરત એ પરમશાંતિના પાઠ શીખવે છે, પણ કોને પરવા છે એ ઝીલવાની ?

ઓમ્...ઓમ્...ઓમ્...' એ ૐકારની જ્ઞાન છાયા યોગેશમાં આલેખવાનો મેં પ્રયાસ કીધો છે. માંડુક્ય અને છાંદોગ્ય ઉપનિષદના સામવેદનો ૐકાર સ્વર મેં એમાં ગૂંથ્યો કે જ્યારે સિદ્ધાશ્રમના યોગેન્દ્રો શ્રીકૃષ્ણના દર્શને દ્વારિકા આવે છે.

યાદવાસ્થળીના શાપ પછી મેં ઉદ્ધવના જ્ઞાને મારાં ઉપનિષદોના અધ્યયન સંક્ષેપે ગૂંથવા પ્રયાસ કર્યો છે.

પણ પછી ' તુલસીશ્યામ 'ની સ્થાપના.

રૈવતાચળ ગિરિવરને ( ગિરિનારને છાંયે ) તુલસીશ્યામ તીર્થધામ છે. એની સ્થાપના—ઉત્પત્તિ—ના ઇતિહાસનું તથ્ય ગમે તે હોય; પણ મારી કલ્પનાએ તો શ્રીકૃષ્ણકંઠે અર્પેલી જે તુલસીની માળાએ રાધિકાજી સમાણાં હતાં એ માળાનું ' પ્રભાસગમન, ' ' યાદવાસ્થળી ' ને ' ત્રિચક્રવેધ ' પહેલાં શ્રીકૃષ્ણ ગિરિવરને સ્થાપન કરે એ મને વધુ સુયોગ્ય લાગ્યું છે.

યોગેશ્વરે વૃંદાની માળા પધરાવીને ' રાધા—તુલસી 'ની ને ' શ્યામ—ઘનશ્યામ 'ની ઉપાસનાના પરમ વાતા રાખ્યા છે જે સંસારીઓ એ ઝીલે એ જગ તરે !

કેટકેટલાં આ ઝીલશે, કહેશો ?

વિશ્વનું જ્ઞાન સંસારીઓને પુકારીને કહે છે કે ' જાગો ! જાગો ! ' ને ડગ ભરો લક્ષ્યે રાખ્યા નેત્રે ! ને નેત્ર જીતો અનામીનું ! ત્યાગ છે પરમ સિદ્ધિ સંસારના સ્વરપ્રતિસ્વરની, જેના તારએકતાર મુક્તિનક્ષ્યે લાગ્યા...... લાગ્યા છે !

सर्वं खल्विदं ब्रह्म ॥

# અનુક્રમ

## ( ગોકુલેશ )



## ( રાસેશ )

( મથુરેશ )

( દ્વારિકેશ )

(ગીતેશ)

( યોગેશ )

# યોગેશ્વર કૃષ્ણ

## [ મથુરેશ ]

## ( ૪૩ )

## રંગારાનો વધ

એ કૃષ્ણ-રથ......
સંચરતો'તો મથુરાની વાટે.

દૂરદૂર થયા દશ્યમાન
જટા-ઘટા-માજેથી જમૂકના
મથુરાના મણિમય ઘુમ્મટ,
ને હણહણ્યા અશ્વ
પુચ્છની ધરી ચમ્મર.
એ નિહાળી પ્રશ્નના વદ્યા
કૃષ્ણ નિજ સારથિને,
" અક્રૂરજી ! ભલા ધરતી ધણધણાવે છે
મામા કંસના ઘોડલા ! "

અને સારથિએ રાશ ખેંચીને
મંદ કરી અશ્વગતિ.
દુર્ગમ ભાસ્યો મથુરાદુર્ગ.
અણનમ ઊભું'તું પ્રવેશદ્વાર
" અક્રૂરજી ! દુર્જય ભાસે છે કોટ,
ને કાંગરેકાંગરે સુણાય છે
શૌર્યભર્યા સૈનિકના સાદ.
શું સમગ્ર ભારતનું શૌર્ય
કેંદ્રિત થયું છે મથુરાનગરે ? "
" કૃષ્ણજી ! શૌર્ય છે અહીં,
પણ પૂંઠે નથી સત્યના પ્રભાવ;
અવશ્ય નહિતર રોપાયો હોત

ભારતનો જયધ્વજ મથુરાને
ચોક ! "

...અને એ હતી ફૂલવાડી.
મથુરાનગર-પ્રવેશદ્વાર બહાર
અક્રૂરજીએ થંભાવ્યો રથ,
ને પછી વદ્યા પ્રણમી,
" પ્રભો ! પાવનકારી આપ ચરણે આજ
પાવન થશે મુજ ગૃહ ! "

એ વેણુએ મલકયા
કૃષ્ણના બળરામ ભ્રાત,
" અક્રૂરજી ! વિશ્રાંતિ લઈશું અહીં
ગોકુળનાં ગરવા જન સંગે;
પછી પ્રવેશશું આપના નગરે ! "

એ બળરામજીનાં વેણુલાંના
કૃષ્ણે સાધ્યા એકતાર,
" અક્રૂરજી ! ધા નાખે છે મથુરાની ધરતી
ભાગ્ય કંસના પાપભારે.
એને હળવી કરીને
અવશ્ય આવીશું પ્રીતે

આપના આમ ત્રણથી લેવા લહાણુ
ગૃહે પધારો આપ, મહાનુભાવ ! "

ને બહુબહુ કહ્યું
અક્રૂરજીએ વિનવીવિનવી
પણ અવધ દીધી કેમ ઓળગે
કૃષ્ણ ?

પછી પ્રણમીપ્રણમી
અક્રૂરજી સંચર્યા નગરે,
ને નિજગૃહે પધાર્યા
કંસરાજનને સુણાવીને વાત
કે ' ગોકુળથી આવ્યા છે
ગિરિધારી '

અને ?
પશ્ચિમના અસ્તાચળનગરે
પધાર્યા નહોતા હજી દિનમણિરાજન
એવે પધાર્યા મથુરાનગર-નિરીક્ષણે
ભ્રાત ને ગોવાળ સંગે ગોપાલ

દેદીપ્યમાન મથુરાનગરીએ

શિલ્પકળા રમણીએ ચડી હતી.
આભઊંચી હવેલીઓ સોહામણી
પરીઓ દંતે કહેતી'તી વાત,
ને ભર્યાં ભર્યાં ફૂલડાંના ઉદ્યાન
છલકાતા'તા રૂપ-રંગ-રસ-પરિમલે

એવે પ્રસર્યા સંધ્યાના રંગ
ભાનરાજ પધાર્યા અસ્તાચળમહેલે-
શું મથુરાના મણિમય મહેલોને
ભૂલીને ?

પણ શાણા દિનરાજને
પારખ્યાં'તાં કૃષ્ણ-તેજના સૌંદર્ય
કે ' મથુરાની રસ-રમણી
નહિ આવકારે એમને,
શા પછી આભે ટળવળવાના
મર્મ ? '

અને સંધ્યાના નયન જે
મથુરા-રમણીની નવરંગ-ઓઢણી
ચોક, ચૌટે ને ઝરૂખડે ઊડી
શું ગોકુળસૌંદર્યના પાન કરતું'તું
મથુરા ?

ઘનશ્યામની સૌંદર્યપૂર્ણ મૂરતે
મથુરા-રમણીનાં હર્યાં મન,
ને મૃગલોચનીનાં કજરાળાં નેણ
ઘડીક કહેતાં'તાં...
ઉન્મત્ત વક્ષઢાંક્યાં દેયાંને
કે 'નિહાળી મધુરી કૃષ્ણની મૂરત
હૈયાને જીતે છે નેણમાં...'

ને હૈયું કહેતું'તું
નમણી નારના નખરાળાં નેણને
કે 'હરખે ન હોય આલિંગન,
પણ હોય હૈયાની ઊર્મિએ.'

અને એમ...એમ ..
નારીહૈયાએ હરાવ્યા નેણવાને,
ને હરખે છવાયા અંધકાર
પણ પછી... પછી..
વરી ગઈ મથુરાની રમણી
કૃષ્ણ-સૌંદર્યે...

મોહાવવા મોહનવરને
સજ્યા સોળસોળ શણગાર !

ને તેજઃપુંજ જવાહરના તેજે
પ્રકાશ પ્રસર્યો મથુરાનગરે—
જાણે કૃષ્ણ-ચંદ્રોદય થયો
મથુરાના માણેકચોકે !
પ્રકૃતિ પાન કરતી'તી
સુંદર પરમપુરુષનાં,
એવે એક રંગારો કંસરાજનનો
રમણીઓએ નિહાળ્યો કૃષ્ણ કને,
ને પછી સુણાઇ ચર્ચા :
" રંગારા ! ગોકુલથી આવ્યા મથુરા,
ને વારે લાગ્યા ઊડતી રજના ડાઘ.
કાલ લગી વસ્ત્ર હતાં ધોવાયેલાં.
દે આજ અમ વસ્ત્ર ધોઇ.
દેશું અમે વસ્ત્ર-ધુલાઇના
દામ મોં–માગ્યા તુને.
નહિ થાઇએ અપકારી ! "

એ કૃષ્ણ-વેણુલે
વેણુ વદ્યો કંસ-સેવક રંગારો,
છેક... છેક... છકેલો,
પરિહાસે વેરતો વેણુમાં,
" ગોવાળ ! સોણુલા રજનીએ આવશે
સુંદર વસ્ત્રપરિધાન કરવાનાં !

મૂર્ખતાના દેરીથી તું સમા
આવે છે મથુરાનગરે.
કંસમદારાજનનો સેવક હું
ક્ષમા દઉં છું તું મગનરાને.
શીમાત તજ નગરના;
નહિતર તજશે......
તું દેહનગરના જીવસીમાંત !"

એ રંગારાવેણુએ
કૃષ્ણે મારી એને કરના અગ્રભાગે
આજે ઉડાડ્યું એનું શિર
ને પ્રસરાવ્યાં રક્ત.
કંસરાજનની મથુરાનગરીએ
શું રક્ત રેલવવાના આ હતાં
પ્રથમ નિશાન ?
નિહાળી રંગારા-વધ
સેવકો નાઠા છોડી ગાંસડા.
રંગરંગીલાં મથુરાનાં વસ્ત્રનાં
પરિધાન કરી વદ્યા વ્રજરાજન,
"પહેરો...ગોકુળના ગોવાળ !
મથુરાના રંગીલા સ્વાંગ.
રંગે વસી જીતવો રાગ
એ છે જીવનની પરમ સિદ્ધિ !"

(૪૪)

## વનમાળી ને ફૂલમાલણુ

સંચરતો'તો આભના માર્ગે
રાત્રિનો અર્ધચંદ,

ને મથુરારાજમાર્ગે સંચરતો'તો
વ્રજનો પૂર્ણ ચંદ્ર

એને નિહાળતી'તી
મહાલયોના ઊંચા ઝરૂખેથી
મથુરાની સૌંદર્ય-નાગણીઓ,
સ્વરૂપ-તેજના વેરતી ફૂતડાં
મંદમંદ લહરીએ લહરી
અનિલે ઊડતી નિહાળી
પીળા પીતાંબરની કોર
બે ભ્રમરધનુષ્યે ચડાવી
યુગલ-આંખડીના બાણ
જાવે એ ફેંકે છ એવે
પ્રણયચક્ર કનૈયાનું લાગ્યું,
ને એ મંત્રમુગ્ધ બની ઊભી
પછી ભર્યાં આગે ડગ
મજે દે મુખડે મલકી
" બહુ યે જીત્યા વ્રજનાં સૌંદર્ય
હવે જીતવા છે
સૌંદર્ય સંસાર-જીવનનાં !'
પછી મળ્યો વસ્ત્રસૌંદર્યના જાણણહારને
વસ્ત્ર-કલાકાર પ્રીતીનો

" દેહકલાધરેશ્વર ! મુજ પર કરી અનુગ્રહ
આભૂષણુ સોહાવો મુજ બનાવ્યાં
ને કલાનાં આંકો મૂલ્ય ! "
" કલાકાર ! અસ્તુ...! "
...અને આભૂષણુ આદર્યાં
કળાએકળાએ એણે,
ને ઊભું વ્રજ–સૌંદર્ય
સોહાવતું મથુરાના રાજમાર્ગ;
અને નિહાળતી'તી બે રમણી
મુખડે લહેરાવી ઉજ્જ્વલ સ્મિત
વ્રજના સૌંદર્ય–ચંદ્રે.
એના દીધા કટાક્ષે સંદેશ
અંગુલિના અનોખા મુદ્રાનૃત્યે.
" મધુર રમણી ! વ્રજની કરજો યાત્રા.
પ્રણયભીનાં કાલિંદીનાં નીર
કહેશે મુજ લીલાના ઇતિહાસ.
એનાં કથામૃતે આનંદી
પૂર્ણ કરજો ભક્તિએ સંસાર ! "

અને......?
આશિષી મેરાઇને પ્રીતે
આભૂષણના સોહાવ્યા શૃંગાર,

ને ભર્યાં ડગ નગર-નિરીક્ષણે.

રાત્રિના અર્ધચંદ્રનેય
પૂર્ણ પૂર્ણ ભાસતા'તા, ને
આભ-ઉદ્યાનના તારાગણ-ફૂલ
મથુરાના માળીની ફૂલવાડીએ
તેજ ફેંકતા'તા રસાળ

પોઢ્યાં'તા ફૂલ દિને ઊઘડ્યાં
નિદ્રાએ નેન-પાંખડી મીંચી,
ને રજનીનાં રસાળાં
ઝીલતા'તા અર્ધચંદ્ર-ચાંદનીના
મીઠામધુરા અમૃતનીર.

એને ચૂંટતી
માલણ મથુરાનગરીની
પડી બેઠી ચાંદનીચોકે
ફૂલડાંની ગૂંથવા માળ.
સુણી હતી એણે ય કથા
કે 'પધાર્યા છે વ્રજરસેશ્વર
સોહાવવા મથુરાનગર,
જેણે રચાવી રસના રાસ

ઘેની કીધી'તી વ્રજાંગનાને '

અને માલણુ બની ઘેની
ગોપીભાવના લાધ્યા એને સોણુના,
ને ઉપપતિ ભાસ્યા કૃષ્ણુ
રસીની એ પ્રૌઢાને
એ હૈયે પરોવતી'તી કૃષ્ણુચિત્ત
પરોવતાપરોવતા ફૂલડાં
ને સૌરભ ફૂલડાંનીએ
ઉન્મત્તતાના વાતા'તા અનિલ

એને ઝીનીઝીણી
વસુદેવપુત્રશ્રેષ્ઠ વદ્યા,
" કૃષ્ણુ ! રજનીએ ગૂંથે છે
રસ-મ નણુ રસ-ફૂલડાં ! "
" બળરામજી ! એ સૌંદર્યની માનણુ
અનંત બાગેથી ચૂંટી
પરોવે છે તારલિયાના ફૂલ
કે ગ્રથન કરી માળાનું અર્પે
આજે સોહતાથી યે ઉચ્ચતર ચંદ્રને ! "
" કૃષ્ણુ ! કેવો'ક હશે આભના ચંદ્રથી યે
સવાયો ચંદ્ર ? "
" બળરામજી ! એ મુજ કલ્પના છે

પણ પ્રશ્નો માલણને આપ !"

અને માળા ગૂંથતી
નિજને ભાસી વનમાળીની માલણ.
શું હેતે હતાં ને દરશે પધાર્યાં ?

ને લજ્જાભર્યાં બેથી
સર્યો ભાસ્યો પાલવડો છેડો
ફૂલડાં પરોવતીના કરને;
ને ઝાબનો તાણ્યો ઘૂંઘટડો !
વેરાયાં ભર્યાંભર્યાં ફૂલડાં,
સૌરભ દેતાં ઉન્મત્ત
ને કહેતા એના મનડાને
કે 'તુજ અંગે ખીલ્યાં ફૂલડે
ભ્રમર બની આવ્યા છે
મધુકર શ્યામ મુરારિ.'

એ પ્રહર રજનીનો...
કહેશો, કેવો સુભગ હશે માલણને !
"બળરામજી ! પધારો, પહેરીએ
જે પહેરાવે ફૂલડાંની માળ
મથુરાના રસના રખવાળ !"

કનૈયાના જે વેણુએ
વારી જાતું'તું સારું વ્રજ,
કોમળ કઠિન બનતી,
ને સુધા બનતી મુગ્ધા,
એ વેણુએ પ્રેમલક્ષણાભક્તિએ
અપૂર્વ ઉલ્લાસે ડોલી
મંત્રમુગ્ધ બનીને માણ્યું—
શું રસની પરમ સમાધિએ ?
" કુંજગામના નર-નાર !
અમે છીએ મુસાફર,
સૌરભની ભાવનાના ભૂખ્યા ! "

એ કૃષ્ણ-વેણુને
પરોઢ ॥ ૨૯ થતા ગોપીભાવ
પ્રેમલક્ષણાએ ઉપપતિ કૃષ્ણે,
ને પ્રેમની લાધી નિર્વિકલ્પ સમાધિ
ન દીધા એણે ઉત્તર,
પણ માગીના મર્મે
સરના સુણ્યા વેણ,
ને આગો ભાવેશ વે.
" પધારો, મહાનુભાવ !
ફૂલડાની સૌરભ છે
એના તત્ત્વપિછાણ્યુંદ્ધારની ભૂખી

શાંશાં કરું સન્માન ? "

　　　પછી માળીએ
રસ-ભાવણે ગૂંથેલી માળ
પહેરાવી કૃષ્ણ-કંઠે
ને બળરામજીને દીધાં
છાબેથી વેરાયાં ફૂલ.
" પ્રભો ! રંકની આ તનુની ભેટ
ગજ કરીને દેજો કો'ક દિ' ! "

　　　અને......?

　　　કૃષ્ણ સંચર્યા, ને
ધરોહા ગોપીઓએ દીપની માનણ
પછી થઇ અસમાધિસ્થ,
સંસારે કરવા પૂર્ણ
બાકી જીવનની અવધ.
પણ લાગ્યા કૃષ્ણતાર
શું વણતૂટયા રહ્યા ?

　　　એણે નિહાળ્યું આજે.
અર્ધચંદ્ર પૂર્ણચંદ્ર ભાસ્યો;
ને ચંદ્રબિંબે લેવાતા'તા રાસ—
શું અનંત પ્રકૃતિ-સૌંદર્યના ?

## ( ૪૫ )

# રાત્રિ-ભ્રમણ ને કુબ્જા-મિલન

આભે હતો અર્ધચંદ્ર રાત્રિનો.
ભ્રમણાએ પડી'તી પુરની નાર
કે ' તૃતીય નેત્ર ઉઘાડી મહાદેવે
અન-અંગ ' કર્યો કામને;
પણ સ-અંગ કામદેવ આજ
શું મથુરાએ પધાર્યો છે ? '

એ ચંદનબાલાની સમસ્યા

મંથન કરતી'તી મનડે
કે 'શું ઉમાએ કર્યાં ધારણ,
ને તાંડવ સમાવ્યાં કૈલાસેશ્વરના !'
એની પામીને વાત
રતિ-રાજન-દેહ રતિરાણીએ
શું પ્રાર્થી'પ્રાર્થી' માગ્યા,
ને પુન દીધા મહાદેવ દેવે ?

એ ચંદનકાષ્ઠે
ઘસતી હતી ચંદન
કંસરાજનના શયનટાણા કાજ,
મનડાના મનોમંથને મથતી,
ચંદનમહેલેથી નિહાળતી
ચંદન-વૃક્ષ-પત્ર વીંધીને
વેરાતા તારાગણ-ફૂલડાંને
તરુવતાની છાયડીએ શોધતાં

અને ચંદનમાલાની દેહલતા
ઓરસિયે ઘસતા ચંદન
ઉર-ભારે ઝૂમીઝૂમી હતી,
ને ઉર શા હિમાદ્રિશિખરેથી
ટોળાં ઊડતાં'તાં યૌવન-હંસ-હોંશના,
ને ચંદન ઘસતીના કરે

• કંકણુ રણુંકીને કરતા'તા ગાન,
ને અકલ્પ્ય કલ્પનાના મૂલ મંત્ર
મૂંઝવતા'તા સૌ દર્યવતી બાનાને
ચંદન ઘસવાના શ્રમે
એની છૂટી કેશાવલિએથી
અંતરણુ થતા'તા પ્રસ્વેદ-ગંગાના,
ને યુગલકુચેથી ઓગળતા તાં
ચંદનના લેપન આચ્છાદ્યા

એવે હસી એ રાજમાર્ગે નિહાળી
માધુર્ય મોહન-વરના ..
" મથુરા કહે છે કે
' ગોપીવલ્લભ ગોકુળેથી પધાર્યા '
પ્રકૃતિ રમણીએ ચકતી
નૈસર્ગિક વૃંદાવન-વનરાઇની
નથી હું ઘડનાર,
નથી મુજમાં રાધારાણીના સૌંદર્ય,
કે છતું હું કુંવર કહાન !"

અને હસી ગા
ગંદનભર્યા થાળને મહી,
દર્પણે નિહાળી નિજ પ્રતિબિંબ
" સુંદરવર છે શામળિયો.

સાવ, ગમતું અ-સુંદરતાનાં અર્ધ્ય ! "

અને સુંદર બાલા...
પછી બની કુબ્જા,
ફરીફરીને કુરૂપા વેષ,
અસ્તવ્યસ્ત ઓઢી ચીર,
ત્રિવક્ર અંગે ચાલી.

પછી ગજમાર્ગે...
પુર-નિરીક્ષણ કરતા ગોવાળ
કુબ્જા નારીના દૃશ્યે
ઘડી ક દિઙ્મૂઢ બની હસ્યા.
" કનૈયા ! મથુરાની સૌંદર્યવંતી નગરીએ
નજર ન લાગે કોઈની
એથી વસે છે આવી નાર—
સૌંદર્યે જાણે મેશ-ટીલડી ! "

એક ગોવાળ-વેણુએ
કૃષ્ણે નિહાળી કુબ્જા નાર,
ને ઝવેરી પારખે જેમ હીરા
એમ એણે પારખ્યાં કુબ્જા બનેલીનાં
છુપાવ્યાં છાનાં સૌંદર્ય.
" ગોપજન ! વિમાસશો ભ્રમણાએ.
એ સુવર્ણ છે સૌંદર્યનું,

નથી અ-સૌંદર્યનું કથીર ! "

એ રમણી-સૌંદર્યના ઝવેરીએ
કંઇક પારખ્યાં'તા રમણી-હીરલા
કોલસાની ખાણે છુપાવ્યા,
ને કાઢયા'તા પ્રણયે કસ.
એ પછી વદ્યા વેણ
ત્રિયક્રવક્રાંગનાને ઉદ્દેશી,
" સુંદરાંગી લલના ! થંભો લગીર.
કયે કાર્યે સંચરો છો ?
શેનો છે કરે ગ્રહ્યો થાળ ?
ને શાં શોભાવો છો નામ ? "
" માધવ ! ત્રિયક્રવક્રાંગના છે મુજ નામ.
કરમાં છે ચંદનનો થાળ.
અમે કંસ-રાજનનાં ચંદનિયાં ! "
ને વેણ વદી આવી કુબ્જા
ધીરીધીરી કૃષ્ણ કને,
કર લંબાવી ધરતી થાળ.
" માધવ ! પરિમલો ચંદન.
વિલેપને મહેકશે પરાગ ! "

અને કર્યાં વિલેપન અંગે
કૃષ્ણે બળરામજી સંગે.
ચંદનથાળ મકી ઊભી કુબ્જા

કરતી'તી ન્યારાં નખરાં,
ને હતી ગોપજનની સમસ્યા
હાસ્યકટાક્ષે ભરીભરી કે
'કનૈયાની સુકુમારતાના આગરે
શું ભળશે કૂબડી કુબ્જાની
રસિક સરિતા ?'

અને હસ્યા ગોવાળ
કૃષ્ણને વિનવતી કુબ્જા નિહાળી.
" માધવ ! પધારો મુજ ગૃહે,
ને સેજડલીએ સોહાવો રાત ! "

એ અગ્રણી, ને મલક્યા કૃષ્ણ,
ગોવાળિયાના નિહાળતા પરિહાસ,
કે 'ભલા મળ્યા કનૈયાને
નિમ નણુ રસ-રસાળા'
" મોહનવર ! અમોલક સેરતા માગો છો.
નથી અમમા રાધારાણીના સૌંદર્ય
કે નથી નિસર્ગ સંગે ખેલતી વ્રજગનાનાં
રસાળા અંગ-જોબન
અમે તો નગરના નાર.
પધારશો તો રેલનશું પ્રીતે
રસિકતાની સરિતાના પૂર ! "

એ કુબ્જાવેણુવે
બળરામજી લગીર ખસ્યા આવા,
ને કૃષ્ણે ચૂમી ચંદનબાલા.
વિરૂપ વેષ મુખડેથી ખેંચી
નિચક્ષ્વક અંગને એણે દીધા
ચસચસતા કર–આલિંગન

વિસ્મયના રેલાયા સ્વર
માહોમાહે ગોપજનમા
કે ' કૃષ્ણે કીધી સુંદરી
મથુરાની કુબ્જા નારને ! '

અને......!
યૌવન હતા ભર્યાભર્યા,
ને કેશાવનિએ હતી રસ–મેઘધાર
ભાલપ્રદેશે હતા ભ્રૂકુટિના નાચ
નટવરને યે કહેતા નેણુને
કે ' નહિ નાગી હોય આવી
ગોકુળની યે ગોપાંગના '
ઉર કહેતા'તા કૃષ્ણને ચનજની
કે ' ગોપીઉરે ન લાધ્યા ઝૂલણા
તે લાધશે ચંદનલેપિત ચંદનબાલાના ઉરે.'
" મુરલીધર ! પધારશો ને ?

સંગાથે બજાવીશું સેજમાં .
વૃંદાવન-વનરાઈએ છાના બજવતા એવી
પ્રણયની રસ-સ્વર-મુરલી ! "
" ચંદનબાતે ! રસદેશના અમ મુસાફરને
શા વતી ન સ્વીકારવા રસામંત્રણ ?
આવીશું રસ-મુસાફરખાને,
ને પ્રીતે લેશું પ્રણય-આશ્રય
સોહાવજે સનૂરી સેજ, ને
દેવડા મગાવજે વૃંદાવન-વનરાઈએથી
કાલની માઝમ રાત મદનભરી
અનેરી ખીલશે તુજ ચંદનમહેલે ! "

અને ડગ ભર્યાં મનકી
નેણુંમાં નચાવી નટવરે,
બાનાને દઈને કાનનો કોલ
પછી ગોવાળિયા ને દૂરદૂર ઊભા
બળિયા બળરામજી સંગે સંચર્યા
રાત્રિના વિતાવવા પોઢી પ્રહર

અને એ રાત્રિ યે
વાચની હતી અનંતના આભે
શું મથુરાના રાજ્ય-પતનના
ભાવિ ઇતિહાસ ?

સ્વરૂપસુંદરી તરતી'તી,
ને લહેરતી'તી મોગરાંએ શ્યામ કેશાવલિ
શરમાવતી રાત્રિના રંગને.

અને રાત્રિ યે પેખીને હાર
સુંદરીની શ્યામ કેશાવલિના રંગે
આભેથી ઊતરતી ચાલી
અર્ધચંદ્રને યે કહેતી કે
' સાગરે છે પૂર્ણ ભરતી
પૂર્ણચંદ્રસુંદરીના મુખડા અંગે. '

એ હતી ઉષા...
રજનીના રમણ–રંગે ભીના.
એના યૌવન–ઉદયે હતા
લાગ્યા અરુણનાથના રંગ.
પોતી હતી પૂર્વસાગરે એ
રજનીના ઊતરતા પ્રહરે,
ને રંગ પ્રસરતા'તા એના.
એ હતો પૂર્વના સાગરે અરુણોદય,
ને ઉષાસુંદરી પ્રણયભીની

સાગરતીરે સોહતી'તી.
છૂટી કેશાવલિએ નીતરતા'તા જળ,
ને નવરંગ ઓઢણી
આલિંગી હતી વિકસિત અંગે.
અનંગભીના અંગના રંગ
નવરંગી ચૂંદડીના રંગે
રંગજગતને કહેતા'તા કે
'પ્રભાતના નિહાળો નિર્મળા રંગ.'

એ પ્રભાતના રંગેરંગે
ભાનુરાજ પધાર્યા આકર્ષાઈ,
ને લાજ્યા ઉષારાણી
"નાથ ! રજની વીતી ને થયું પ્રભાત
પધારો કર્મજગતે . ...!"
ને ઉષાના કલાગરા માર્તંડરાજ
પછી ઉદયાચળે ઊગ્યા,
કિરણાવલિએ વર્ષાવતા તેજ,
કહેતા જગતને કે
'કર્મ કરો!'.. .'કર્મ કરો!'

અને કર્મવીર અવતારી કૃષ્ણ

સજી સુંદર વાઘા
ગોકુળના ગોવાળ ને બળરામજી સંગે
પધાર્યા કંસ-આદર્યા ધનુર્-યાગે
કંસના તો હતા કામા
પ્રલંબ્યા તૂટી મહામાણ ચગાવે.

એ હતો કંસયોગ .
ને થતાં તાં ધનુર્-પૂજન.
ઝુમતા-ઝુમતા પરગતા'તા
મથુરાના પુરવાસી,
પણ ન પ્રણમ્યા ગોકુળજન.
એ નિહાળીને ભ્રૂકુટિ બેઠી
કપોળે ધનુર્-રક્ષકની.
" વનચર ! પ્રણમો નમીનમી ! "

એ વેણના સુણી અહંકારના
મોખરે આવી વધ્યા કૃષ્ણ,
" શા છે તમ વેણે રહસ્ય ? "
" વનચર-સન્દાર ! પ્રણમી પૂજન કર ! "
" રક્ષક ! નથી અવતર્યો અવનીએ
પૂજન કરવા હું ..! "

કૃષ્ણ-વેણુમાં ખાળી
વધી પછી ધનુષ્ય-રક્ષક મચડી,
" બાળ ! તારું મોં સંભાળ !
મુખડે હજી સૂક્યા નથી ધાવણ.
શાના તેં વાંચ્યા સબાવે
જગત ઇતિહાસ વને રઝળી ?
વન-વગડાના વિહારી ગોવાળ...!
પૂજન છે જીવન-સિદ્ધિ.
યુગ ત્રેતામાં રામચંદ્રે ય પૂજ્યા'તા
મહાદેવ !"

એ સુણી વરસ્યું હાસ્ય
કૃષ્ણ-મુખડેથી મીઠું...
" રક્ષક ! રામાવતારે પૂજ્યા મહાદેવ,
પણ જગતે છે કૃષ્ણ-અવતાર
નહિ પૂજવા પણ પૂજાવા ! "

અને ડગ ભર્યાં...
ધનુષ્યદીમણાં અચ્યુતે,
જેમ ભર્યા'તાં રામચંદ્રજીએ
સીતાજીને વરવાને કાજ તેમ.

(૪૭)

## કંસ-વધ

એ જ દિ'ના પ્રભાતનો...
હતો તૃતીય પ્રહર,
ને મલ્લ-યુદ્ધ-અખાડા ફરતા
ગોળાકારે મંડાણા હતા મંચ,
ને બિરાજ્યા હતા કંસ-રાજન
પ્રધાનો ને પુરવાસીઓ સંગે.

" માંવત ! ન રોકીએ કોઇના મારગડા ! "

એ કૃષ્ણવેણુલે...
તિરસ્કાર યુકત હસ્યો હાસ્ય
હસ્તિએ બેઠો માંવત.
" શ્યામ બાળ ! મહારાજન કંસના રાજ્યે
મહિયારણના નથી રોકાતા મારગડા
ને નથી લેવાતાં મહીડાંનાં દાણ.
ખુલ્લા છે યમપુરીના માર્ગ
તુ સમા છકેલા બાળ કાજ ! "

અને હંકાર્યો હાથી
માંવતે હણવા કૃષ્ણ !
ચિત્ર શા થંભ્યા પ્રેક્ષકો,
ને હાયકારી સરી મુખડેથી
કે ' સૂદે અહી સોહામણો બાળ
હસ્તિ છૂંદશે પાદ–પ્રહારે ! '

પણ......?
બળિયામાં હસ્તિ હોય મદાબળિયો.
કૃષ્ણે કરી સંયમ
સંકર્ષ્યાં હસ્તિનાં બળ.
પછી હણ્યો દંતશળ ખેંચી
હસ્તિને માંવત સંગે.

માંડલિક મહિયારાંના રાજ
નંદજી યે બિરાજ્યા હતા
ગરવાં ગોકુળ-જન સંગે
દૂર...દૂર...કંસરાજનથી દૂર.
બજતાંતાં ભેરી ને નગારાં
ને શરણાઇ ને દુંદુભિ સાદે.
" કનૈયા ! શા ભયંકર ભાસે છે
વાજિંત્રોના ગાજંતા નાદ !
ભલી વૃંદાવને બજતી
તુંની મધુરી બંસી ! "

એ ગોપજન-વેણુલે
મલક મલકયા મુરલિધર.
ગોપજન ! બહુ મેં બજાવી વૃંદાવને
મધુરી પ્રણયની વાંસળી.
હવે બજાવીશ......
કર્મસંસારે કર્મયોગની વાંસળી ! "
પછી ડગ ભર્યાં વદીને
જદુંદેથી ગોપાલે.
અખાડાના પ્રવેશદ્વારે
ઘેરતો ઊભો'તો હસ્તિ.
માંવતે મલા'તા ગર્વે
નિરંકુશ માતંગના અંકુશ.

" મા'વત ! ન રોકીએ કોઇના મારગડા ! "

એ કૃષ્ણવેણુલે...
તિરસ્કાર યુક્ત હસ્યો હાસ્ય
હસ્તિએ બેઠો મા'વત.
" શ્યામ બાળ ! મહારાજન કંસના રાજ્યે
મદિયારણના નથી રોકાતા મારગડા
ને નથી લેવાતાં મહીડાનાં દાણ.
ખુલ્લા છે યમપુરીના માર્ગ
તુ સમા છકેલા બાળ કાજ ! "

અને હંકાર્યો હાથી
મા'વતે હણવા કૃષ્ણ !
ચિત્ર શા થભ્યા પ્રેક્ષકો,
ને હાયકારી સરી મુખડેથી
કે ' ક્રૂદે અહી સોહામણો બાળ
હસ્તિ છૂંદશે પાદ–પ્રહારે ! '

પણ......?
બળિયામા હસ્તિ હોય મદાગળિયો
કૃષ્ણે કરી સયમ
સંકર્ષ્યા હસ્તિના બળ
પછી હણ્યો દતૂશળ ખેચી
હસ્તિને મા'વત સંગે.

શા ચમત્કાર...!
' શું આવી છવનની અવધ ? '
ડગમગી કંસની મનો-દુનિયા.
વાવાઝોડાં ને તુમુલ તુફાન
પાપીને પ્રલય શા ભારયાં !
ને મથુગલોકદૃશ્યે ..
ઊમટ્યા કૃષ્ણ-જન્મના ઇતિહાસ.
' શું હશે આ વસુદેવ—
દુલારો ? '

અને મલ્લ-અખાડે
ચાણુરમલ્લે દીધા
યુદ્ધના આહ્વાન
કે બળિયા ભીડે બાથ.
" કૃષ્ણ ! વ્રજમા ચરાવતો ધેનુ
ને કરતો મલ્લ-યુદ્ધ-ક્રીડા તુ.
માપશુ ને એના તાગ ? "

એ મલ્લશ્રેષ્ઠવેણુવે
ક્ષોભ, દયા ને હાસ્યના
ત્રિવિધ પ્રસર્યા ભાવ.
રૂપીલા યાદવ-મનડે
પ્રસર્યો ક્ષોભ કે

' ઓળગાય છે યુદ્ધરીત '
મહામલ્લને માગ્યા માલ સંગે યુદ્ધ !
દયા પ્રસરી મથુરાનાંહૈયે
કે ' શૃંગારમય કૃષ્ણસૌં દર્યને
અખાડાએ રોળશે મલ્લ ! '

પણ એવે હસતું'તુ
મંચને છેડે ઊભુ
વૃંદ નાનું ગોકુળગોવાળનું
કે ' નીરપ્રભાવ ગોકુળની યમુનાના
ન્યારા છે મથુરાએથી !

અને ?
અખાડાએ ખેલાણા યુદ્ધ.
પેચ કરે ને કરે દાવ
ચાણુર ને કૃષ્ણ બળિયા
ને બલરામ ને મુષ્ટિક

પછી જામ્યો બખેડો,
ને અખાડાએ મચ્યા ધૂમ.
જામ્યા મુષ્ટિપ્રહાર ને ઠીંચણના ઘાર !
શું સૌંદર્ય વરસતું'તું
પાશવતા સંગે ?

અને ધરતીએ ઢાળીને
સૌંદર્યે દીધો છેલ્લો દાવ
કે ' લગરીક ભલે ખેલે પાપરતા ! '

અને ઊછળ્યો ચાણૂરમર્દન
પાદ-પ્રહાર કરવા જોમે
એ નિહાળીને......
મથુરાની શૃંગારરમણીના વૃંદે
આર્તનાદની પ્રસરી હાય !
' શું સૌંદર્ય નષ્ટ થશે
સૃષ્ટિએથી ? '
પણ ભૃગુ મુનિ શા કો'કના ..
પાદ-પ્રહારે ઝીલ્યા'તા ભૃગુલાંછન જેણે
એ શું પાપી ચાણૂરના પાદઘાવ ઝીલે ?
ત્યાં કૃષ્ણે લીધી ઘૂમરી,
ફરગટીએ ઉછળ્યો ચાણૂર,
ને લીધા એના જીવનદાવ !

એમ...એમ...બે ભાતે
રેલાવીને રુધિરધાર
મલ્લશ્રેષ્ઠ હણ્યા ચાર.

અને…પછી… ?
મથુરાનરેશના મંચે
જાણે કૂદ્યો પટાધર
છલંગ મારતો દેતો ઠેક,
ને ઝાલી ભયગ્રસ્ત કંસના
મ્યાનેથી દોધારી તરવાર.
મસ્તકેથી ઊડ્યો મુગટ,
ને કંપ્યો કંસ-દેહ.
ક્રૂરતા ઓસરતી ભાસી !

એ નિહાળતાં'તાં
દૃશ્યે જોવા મળ્યાં લોક.
" મામા ! ધરતી પુકારે છે મથુરાની
તમ દુષ્ટતાની અવધ ! "
ઘૂમી રહ્યા કૃષ્ણ-વેણુમાં
આભે જાણે દેતાં પડછંદા.
ને માતુલ યાચતો'તો
ભાગીનેય કને બની અસહાય.
" કૃષ્ણ ! મુને મારીને તું
ઘોર પાપે ડૂબીશ ! "
" માતુલ ! સંસારે વસીને
વૃત્તિઓનો ન કર્યો નિગ્રહ;
ને તુજ ક્રિયમાણ થયાં પ્રારબ્ધરૂપે.

પછી પાપે થયા ધર્મ નષ્ટ,
ને વસ્યા અધર્મો ! ”

એ કૃષ્ણ-વેણુએ
કંસ-મનડે મચ્યાં
ધર્મ-અધર્મનાં મંથન.
‘ દેવકી પૂર્યાં ને વસુદેવ પૂર્યા,
ને શું મૃતબાળના રુદ
શાપનાં'તા આજ ? ’
પછી નિહાળતું'તું નગરવૃંદ
ચોકયું... ધૂમ .. ધમકારે !
મંચ પરથી કૃષ્ણે ઉપાડી
ધરતીએ ઢાળ્યો કંસ.
આત્મા ગયો છોડીને દેહ,
ને ખોળિયું પડયુ રહ્યુ નિર્જીવ.

શું કંસ-વધ..... !

અને વા લઇ ગયો
સારી નગરીમાં વાત
કે ‘ મથુરારાજ્યસિંહાસનેથી
પાપની ઊતરી ધ્વજા,
ને ધર્મધ્વજ કૃષ્ણની
ફરકી ! ’

## ( ૪૮ )

## કંસ–મૃતદેહ–અગ્નિસંસ્કાર ને રાણીઓનો વિલાપ

કંસરાજનનો મૃતદેહ
પડ્યો હતો મલ્લ અખાડામાં,
ને પ્રસરી સારા નગરે વાત
દાસીઓએ એ સુણી, ને
મહેલે મહારાણીઓએ એ સુણી.
સંચરી એ પતિમૃતદેહ કને
આર્તસ્વરે પ્રલાપો કરતી,
હૈયાફાટ કરતી રુદન.
" કૃષ્ણ ! મામાની કરી હત્યા
તારે લેવા છે મથુરાના રાજ ? "

આર્દ્રતાભર્યા વેણનાએ
લોક હચમચ્યું સુણી વર્તમાન.
રાજરાનગૃહનો સેજ
સોડ તાણી ધરતીએ ઢાળ્યો'તો,
ને કંકણના કરતી'તી કટકા
વૈધવ્યપ્રાપ્તિની નારી રંક.
પણ પછી કૃષ્ણ-વેણુએ
પુરજનને રમમાં ભૂતમાન
પાપના મહાસાગરે

ઘૂમતો કંસ-મગરમચ્છ
હત્યાના અહતો'તો ઢગ.
" મામી ! परित्राणाय साधूनाम
માર્યા મેં માતુલને.
કહો છો તમે મને હત્યારો;
પણ न माम कर्माणि लिम्पन्ति ।
હત્યા કે પાપપુણ્યનાં ફળ
વણસ્પર્શ્યાં રહે છે મને.
પર છું હું કર્મ-ફળાદિથી ! "

અને......?
ચંદનકાષ્ઠની ચિતા ખડકાવી
પોઢાડયો ઉપર મૃત દેહ.
એ હતા અગ્નિ-સંસ્કાર
અંતિમ ઔર્ધ્વદૈહિક જગતે.
ભડ...ભડ...બળી ચિતા,
ને આજે ઊડયો ધૂમ્ર,
આલેખતો સત્ય અક્ષર,
કે 'સર્વ છે પરમ વિભૂતિનું'.
અકેલા આવ્યા, ને
અકેલા જવું ! '
શેર એક અન્ને પોષ્યા દેહને એ
આગના દાહે જલાવ્યો–
શું ખાખમાં ખાખને
મેળવીને !

"દેવકી ! વા લાવ્યો પહેરેગીરકર્ણે વાત,
ને લોહભાગોળે બોલાવી
એણે મુને કીધી વાત,
કે 'કનૈયાએ હણ્યા
ચાણુર સંગે બળિયા મલ્લ !'"
"દે...વ...!" એ તૂટક વેણે
પુત્રની માત અચકી
વાત્સલ્યભાવ કહેતા'તા
દાખવીને માનશુકનના ભાવ–
'अतिस्नेहः पापशंकी ।'
પણ કહેતુ'તું મન
આત્માની પૂર્ણ સાક્ષીએ
કે 'અનિષ્ટ નથી કનૈયાનાં.'

વસુદેવ ને દેવકી
બેઠા'તાં કારાગૃહબીડ્યાં દ્વારે
લમણે ટેકવીને હાથ

એવે સુણાયો હર્ષ–ઘોષ
ગરવા ગોવાળિયા–વૃંદનો,

" કનૈયાનો...જય...! "
" ગોકુળનો...જય...! "

અને ઊઘડયા લોહકમાડ.
મોરમુકુટ નેણુલે વરયો,
શોભંતો વાંકડિયા કેશે.
પછી માતા દેવકીજીએ
હૈયે ચાંપીને લીધાં ઓવારણા,
ને પિતા વસુદેવે ચૂમ્યા
મુકુટ ઉતારી વાંકડિયા વાળ.
" પુત્ર ! નિરખીને થાકતા નથી નેત્ર
તુજ માધુર્ય-દર્શને,
ને નથી માતા હરખ હૈયે;
પણ આજ લગીના વિયોગ
કયા ક્રિયમાણે હરો ? બેટા ! "

એ વસુદેવનેણુંલે
વાસુદેવ વદ્યા મલકી,
" તાત ! પ્રારબ્ધ પુકારતું'તું

મથુરાના પાપ-નિવારણ.
એવે મળ્યા કંસમાતુલને
મહામુનિ નારદજી,
ને દીધા દૈવાના આદેશ
કે ' ત્વરાએ છલકાય પાપના ઘડા,'
ને परित्राणाय साधूनाम्
विनाशाय च दुष्कृताम्-
સાધુજનોની રક્ષાને અર્થે
ને દુષ્ટોનો કરવા નાશ—
પુકારતો'તો યુગ દ્વાપર
કે પાપી હણાય મુજ થકી ! "

અને વાત્સલ્યના વાતા'તા સમીર
યોગપૂર્ણ પુષ્પવંતા,
ને સ્નેહપાશ બાંધ્યા દગ્‌ભાગે
ઝરતી તી હર્ષની ધાર
દેવકી ને વસુદેવ કેરે દૈયેથી !
ઓ જગત . !
શાશા હશે સંસારે
ઋણાનુબંધના ને અન્યોન્યાશ્રયના
સાર ?

ડગમગતી દેહલતાએ
વૃદ્ધ યાદવરાજ ઉગ્રસેન
ડગ ભરતા પધાર્યા,
શ્યામ કેશ થયા'તા જેના
સમુદ્ર-ફીણ શા ધવલા.
એક આંખડલીએથી
શોકાશ્રુ વહેતા'તાં નિજ પુત્ર
કંસના મરણની શોકમગ્નતાએ,
ને બીજી આંખડલીએથી
જ્ઞાનનાં ને દૌહિત્રમિલને વાત્સલ્યનાં
ભર્યાં ભર્યાં છલકાતાં'તાં નીર
"બેટા! હવે જે સત્ય સમજ્યા—
અધીન પ્રારબ્ધને થવું
કે વાત્સલ્યને.... ?"

એ વૃદ્ધ-ઉગ્રસેન-વેણવાના
પડઘા કૃષ્ણ-કર્ણે પડ્યા
"માતામહ! પિતામહ!! અલ્પ પ્રારબ્ધના સાર
ન મારે કે કર્મબંધન!!
પરમ પૂજ્ય ગુણનિધિ!
ને કે આપ તો મહાત્મા

સગાં-સંબંધીના લગવાડ ! ”

અને અટકીને મલકી
વેણુ વધા કૃષ્ણ પછી,
“ મહાનુભાવ ! જગતે છે અમિટ્યા
કાર્ય ને કારણની પરંપરા.
યાદવનું રાજસિંહાસન
મથુરાએ ભાસે છે છત્રવિહોણું.
સોહાવો આપ એનાં સ્થાન,
ને દો શીતળ છાંયડી,
કે આર્ય ભારતનું કરે
મહા ભારત યાદવમાંથી કો'ક ! ”

એ કૃષ્ણ-વેણુએ
વાનપ્રસ્થ રાજરાજન
ગંભીર મલક્યા વદતા,
“ કૃષ્ણ ! તું સૌહાર્દ પ્રીતે
રાજ્યાસન યાદવવંશનું ! ”
એ પ્રભામય પ્રહાડિશ્વરને
વિશ્વના પૃથ્વીલોકે–
ભરતખંડના માદવનગરે–

શું અર્પાતાં'તાં રાજ્ય-સિંહાસન !

અભિષેક પ્રસર્યું મહામંગલશું,
ને વાત્સલ્યે કર ઝાલીઝાલી
કૃષ્ણે સિંહાસને આરૂઢાવ્યા
ઉગ્રસેનને હેતે-પ્રીતે;
ને નગારે પડી દાંડી,
છત્ર ઝૂલ્યું ને ઢળ્યાં ચમ્મર,
ને આશિષ દીધી પ્રીતે
બ્રહ્મગણના બ્રહ્મઘોષે.

અને વૃદ્ધ ઉગ્રસેનરાજનાં
લાંબા નેણુંઆંને દીધા કૃષ્ણે પ્રત્યુત્તર,
લોચનિયે સંસારતા દાખવી,
" પૂજ્યવર ! સોહાવો સિંહાસન.
નથી મુને લાલસા
રાજ્યસિંહ, મનની લગીર,
નથી સર્જન સંસારે મુજ
નૃપનાં સોહાવવા નિકુંજ;
પણ હું છું જગને માટે
રાજાનો ને રાજરાજેશ્વરનો ! "

## ( ૫૧ )

## સાંદીપનિ-આશ્રમે

શિપ્રા નદીને તીર
હતો સાંદીપનિ-આશ્રમ.

દૂર...દૂર...દીસતા'તા
ઊંચા મિનાર ઉજ્જયિનીનગરીના,
ગગનાચળે લખતા ઇતિહાસ
શિલ્પની સૌંદર્યભરી કલાના,
ને વહ'તી'તી જોમભરી
શિપ્રા નદી ઉજ્જયિનીના પાદરેથી

દૂર...દૂર ..
ઉજ્જયિનીથી આવતા શિપ્રાના પ્રવાહે
સામા પૂરે ચડતી મીનહાર
લાલવર્ણી સોહ'તી'તી,
આભાસ દેતી કે
ઉજ્જયિનીના સ્નાનઘાટેથી
રમણીના સ્તનેથી સરી
સૌંદર્યશોભન ચંદનલેપ-હાર
શિપ્રાના પ્રવાહે વહીને
સામા પૂરે ચડતી હતી—
જાણે પુનઃ સ્નાનઘાટે રેસી
સોહાવે સૌંદર્યમયી રમણીનાં
યૌવન-ઉર-સિંહાસન...!
" શાં દૃશ્ય...... ! "
મનોવેણુએ મધક મલક્યો
આશ્રમકુમારમાંથી એક.

અને શિપ્રાકાંઠે ભર્યાં પલ્લવોમાં
ખીલ્યો'તો કમળબાગ
ને ગુંજતા'તા ભ્રમર—
જાણે બની ઘેલાઘેલા
કમળ–મધુબિંદુના કરીને પાન,
ને યૌવન–નશાએ
મત્ત બની ક્રૌંચિણીઓ
ક્રૌંચ સંગે લહેરતી'તી
જળસ્નાને યૌવન–લહાણે.

એવે ગુરુ–આશ્રમે પધારેલા
આશ્રમકુમાર એ
કમંડળે ભરતા'તા નીર.
એના મનમોહક સાદ
શિપ્રાની વહતી તરંગમાળા સંગે
મિલાવતા'તા રસાળા સૂર,
ઉન્મત્ત કરતા શિપ્રાના તટે
તરુલતાએ વિરાજેલી કોકિલાને,
અને સમીર વાતા'તા
આશ્રમકુમારનાં ઉત્તરીય ઉરાડતા.
કરે હતાં કમંડળ ભર્યાં,
ને હૈયે ભર્યા'તા વિદ્યાગ્રહણ કરવાના
મહામૂલા અભિલાષ !

એ આશ્રમ...
વિદ્યાવરદાતા સાંદીપનિ ઋષિનો.
આમ્રવૃક્ષે ઝૂમ્યાં'તાં ફળ,
ને પલ્લવે હતાં રેખાનાં
કળાયલ આલેખ્યાં ચિત્રામણાં.

એની શીતળ છાંયડીએ
હતું આશ્રમ-કુટીર,
ને ઊભા'તા ગુરુવર્ય
અનંત આંખેથી ઝીલતા
*બ્રહ્માંડની અંતર્વિદ્યા,*
ને કરાવતા'તા એનાં અવતરણ
આશ્રમની વિદ્યાભૂમિએ,
કે ધરતીની રજ ચડાવી શિરે
જગતનાં મહાસત્ય પારખે
વિદ્યાપિપાસુ આશ્રમકુમાર.
" બેટા ! જગત છે બ્રહ્માંડ,
ને બ્રહ્માંડ પરબ્રહ્મમાં છે;
પણ પારખીને પેખો
બ્રહ્મમય તમ જીવન ! "

એ વૃદ્ધ ગુરુવર્ય વદ્યા.

જાણે ગગનસક ધે ટેકો લેતુ વૃક્ષ
વર્ષોના વહાણા વીત્યાના ઇતિહાસની
દેહજીર્ણતાએ દેતુ તું પ્રતીતિ.
વેલો શી નસ–તરંગિણીઓ
જાણે વીટાઈ વૃદ્ધ વૃક્ષદેહે
એને પ્રણમીપ્રણમી વદ્યા
બળરામજી ને શ્રી રામા વતી
મથુરેશ કૃષ્ણજી સદ્ભાવે,
" પ્રભો ! સંસારથી વસીને દૂર
વિદ્યાના પ્રેરો છો પ્રકાશ,
સૂર્ય જેમ પૂરે છે પ્રકાશ
દૂરે રહી ગ્રહોને તેમ ! "
એ વેણ વદી થભ્યા લગાર
આશ્રમકુમાર કૃષ્ણ
વાતા તા તરુપલ્લવ ની શી
આશેથી વિદ્યાના સમીર,
સ્પર્શતા ગુરુસર્વજ્ઞાને,
ને પછી એ વદ્યા વેણ,
" બેટા ! ન નિદાણો જગત
દશ્ય–મર્યાદાની બાધી બાધણીએ,
પણ પેખો આતમ–આખડલીએ,
ને અનેરા સુણાશે ધરતીએથી ગાન
પૂજે પૂજે . પૂજે !

પરમ સૌંદર્યની ભાવનાએ
સિદ્ધિ પ્રાપ્તાશે પ્રકૃતિ-એકતની.'
" પ્રભો ! બંધનવિહોણા આપના આશ્રમે
વિદ્યાના વાય છે સમીર,
મનડાં શોધે છે સમસ્યા,
ને સમાધાન પ્રાપ્તે છે મન "

અને વાયા સમીર
આશ્રમકુમારના મનડાંને ઉડાડતા
બંધન-વિહોણા સમીરે.
અનંત એટલે પૂર્ણ અનંત
સર્વ પદાર્થોની એકરૂપતા !
" એમ ! જન્મ્યા છો તમ અનંતે
નહિ સંસારને કાજ
પણ અવશ્ય વિશ્વને કાજે.
ઓ આશ્રમકુમાર !
સ્વામી બનો નિસર્ગના,
નહિ કે બંધને બાધ્યા ગુનામ
અંગ કે મનડાના પ્રાબલ્યે
નહિ આપણે વિસરવાનું
કે 'મુજ છે શરીર,
નહિ શરીરાધીન હું !'
યોગાભ્યાસ સાધો જીવનના

ચિત્તવૃત્તિનો નિરોધ કરી. "
યોગસ્તુ ચિત્તવૃત્તિનિરોધઃ ।
તત્ર સ્થિતૌ યત્નોઽભ્યાસઃ ॥

અને આશ્રમકુમારો
ગુણાતીત પુરુષજ્ઞાનેથી
શું ડોલ્યા પ્રકૃતિપર પુરુષજ્ઞાને ?
તત્પરં પુરુષખ્યાતેર્ગુણવૈતૃષ્ણ્યમ્ ।

વાતા'તા શિપ્રા નદીએથી
સાંદીપનિ–આશ્રમે સમીર,
વિરામપ્રત્યયાભ્યાસપૂર્વક
" બેટા ! મનકાએ મેળવી સિદ્ધિએ
પ્રાપ્તાય વૃત્તિશૂન્યતા,
ને આત્માનાં લાધે ઉડ્ડયન
નિસર્ગને યે પેલે પાર ! "
સંસ્કારશેષોઽન્યઃ ॥

આશ્રમની વનગાઈએથી
ને ધસમસતા ધોધે વહેતી શિપ્રાએથી
ગુંજાતા'તા ૐકારના નાદ.
" બેટા ! અધ્યયન અને ચિંતન કરો,
ને આત્મા થશે પ્રત્યક્ષ.

ફળ-અપેક્ષા-રહિત ક્રિયાયોગે
છે સંસારે સિદ્ધિ !"

અને એ ચોસઠમે દિએ,
ચોસઠ વિદ્યાના દઈને જ્ઞાન,
આશિષ વદ્યા સાંદીપનિ ગુરુ,
" विद्यास्ते सफला सन्तु ।"

પછી...?...
કર જોડી બે ભ્રાતે
ગુરુ-દક્ષિણાની યાચના અર્થે
બહુબહુ યે ગુરુ વિનવ્યા.
" પ્રભો ! અનુગ્રહ કરી અમ પર
માગો ગુરુ-દક્ષિણા !"

અને સાંદીપનિજીએ
સમાધિએ પિછાણ્યાં પ્રાગલ્ય
સામર્થ્યવંતા નિજ શિષ્યોના,
ને પછી માગ્યાં વેણ,
" પ્રિય શિષ્યો ! પ્રભાસના તીર્થસ્થાને
સ્નાન કરતા'તા એવે
સમુદ્રના ઊછળ્યા તરંગે
હર્યો મુજ બાળ

હવે મુજ અભિલાષ છે
કે મહિમાવંતા તમ આનત્યે
જીવત આણો મુજ પુત્ર !"

એ ગુરુવેણુને
અન્ય આશ્રમ-કુમારો
મંત્રમુગ્ધ બની રહ્યા વિચારી
કે 'શા વરદાન ગુરુજીએ માગ્યા !'

પણ કૃષ્ણ-બલરામ ભ્રાત
" અસ્તુ ! ગુરુદેવ          !'
એમ વદી હર્ષેહર્ષે
આરૂઢયા નિજ વેગી રથે,
ને માંડ્યા પ્રયાણ

અને શિપ્રાના સ્નાનઘાટેથી
ઉજ્જયિનીની લાવણ્યમયી લલનાઓએ
સૌંદર્યભર્યો નિહાળ્યો રથ
" સખી ! કહેતી તી ઉજ્જયિનીનગરી
કે 'શ્યામ-ગૌર ભ્રાતયુગલ
પધાર્યું છે સાંદીપનિ-આશ્રમે !' "
" બહેની ! એ સૌંદર્યવંતુ યુગલ
ભાસે છે જ્યે વિરાજ્યું !'

અને નિહાળી રહી
કટિ-બૂડી સ્નાનતી સુંદરી,
માડમાડ થ ભરતી કરે
થનગનતા ઉર-હેલકાને.
" ઉરના સાગર ! ન મૂક મરજાદ,
રેલાશે તુજ તરંગ જો
તો નહિ ઝીલે શિપ્રાના
સાંકડા પટ ! "
એ ઉજ્જયિનીની સૌંદર્યમયી લલનાનાં
અનુપમ નિહાળી નીરભીના સૌંદર્ય
આગે થંભાવ્યો ભાનુરાજે રથ,
ને પારખી વદ્યા ભાનુરાણી,
" દેવ ! હંકારો રથ આગળ
ઉજ્જયિની-રમણીઓના નિરીક્ષણે
ન ભૂલાય ભાન ! "

અને ચાલ્યો રથ...
પણ ભાન નહિ ભૂલવાની સૂચના દેતી
પછી પોતે ભૂલી ભાન
નિહાળતી નેણુવાની કોરે—
પતિથી યે છાનીછાની—
પ્રભાસતીર્થદીમણા સંચરતા રથે
શું કૃષ્ણચંદ્રના અનુપમ સૌંદર્ય ?

પ્રભાસના પુણ્યતીર્થ કાહડે પ્રણમી,
ને ધનુષ્ય-બાણ-ધારી
સાગરકુમાર શા સોહંતા બે—
કૃષ્ણ ને બળરામજી—
ધસમા ઊર્મિને નિહાળતા
શું વિચારતા'તા ગુરુદક્ષિણાના
મર્મ !

અને સાગરતરંગે આરૂઢી
મધુરા વાતા'તા અનિલ,
કહેતા બાળયોગેશ્વર કૃષ્ણને
સાગરનીરની સમસ્યા.

એવે સાગરથી પંચજન્ય દૈત્ય,
સમુદ્રતળે વસતો
બાંધીને 'શંખ'-આકાર-જળવ્યૂહ,
દીઠો પરિહાસ કરતો
કૃષ્ણ ને બળરામ બાને,
ને પાડી મડકા યુદ્ધ !

કહેશો, કોણ છતે ?

અને ' શંખ '–આકાર–ગૃહેથી
પાંચજન્ય શંખ મેળવીને
કૃષ્ણ વધા મલકી,
" ભ્રાત ! પધારો રથે.
પ્રયાણ કરીએ યમભૂમિએ ! "
" કૃષ્ણ ! યમભૂમિએ ? "
" બળગમ ભ્રાત ! તહીંની અવકાશપોથીએ
માનવીના કર્મબાંધ્યા અવતારની
આલેખાયેલી વાંચશું નોંધપોથી,
ને લાધશે તેમાથી ભાળ
દેહપલટો અનુભવતા ગુરુપુત્રજીવની ! "

અને......?
રથે આરૂઢી એમણે માંડયાં પ્રયાણ.

એ યોગ-વિજ્ઞાન–રથનાં પ્રયાણ,
શબ્દપ્રવાસવેગથી યે અદકેરાં

એ જ મારગડે......

એ ને...એ ઉજ્જયિનીનગરીએ
ધોધ રૂપે વહેતી'તી શિપ્રા,
ને કાંઠડે હતા સાંદીપનિ–આશ્રમ.
ધમ...ધમ...કરતો ઊતર્યો રથ
ગગનવિહાર કરીને એવે.
" પ્રભો ! સ્વીકારો ગુરુ–દક્ષિણા ! "

એ કૃષ્ણ–વેણુએ
મરક...મલકતો નિહાળ્યો
પિતાએ નિજ પ્રિય પુત્ર,
ને હેલ્યા હરખના હેલા.
ગુરુ–પત્નીનું માતૃહૈયું
હર્ષાશ્રુએ આશિષતું'તું,
" કૃષ્ણ...! બળરામ...! પુત્રો !
બહુ યે આશિષ્યા છે આશ્રમે
ભણતરભરયા શિષ્યોને
ગુરુવર સાંદીપનિજીએ.
પણ આજ આશિષું છું, બેટા !

કે જગને જીવને જીવને !"

અને...... ?
આશિષ લઈ ગુરુ-આશ્રમથી
રથે આરૂઢી સંચર્યા
વાસુદેવ ને બળરામજી.
લીલવર્ણી આશ્રમવનરાજિ
શ્યામ થઈ શોકાવેશે,
ભૂલ્યાં ભારધા પંખી કિલ્લોલ,
કૂદતાં થભ્યા આશ્રમ-હરણાં,
ને આલિંગન તજ્યાં વૃક્ષ-આલિંગતી વેલીએ
ધરતીએ ઠળીઠળી સુકાઈ.
આશ્રમકુમારોએ પણ કમંડળ મેલી
અભ્યાસપોથીના ઢાંક્યા પૃષ્ઠ,
ને મથુરાગમન કૃષ્ણનાં સુણી
શિપ્રાનાં વહંતાં નીર
ઘડીક થભ્યા આશ્ચર્યે,
ને નિહાળી કૃષ્ણરથ
ઉજ્જયિનીની રમણીના મુખચંદે
વ્યાપ્યા અમાવાસ્યાના અંધકાર.

અને......?

## ( ૫૩ )

## પુનઃ મથુરાગમન

સૃષ્ટિનું સર્વ સૌંદર્ય
આજ એકત્ર થઈને
શું મથુરા પધારતું હતું ?

અને લાવણ્યમયી લલનાનાં
પૂર્ણ ઊઘડયાં લોચનિયાં
કૃષ્ણ-સૌંદર્ય-દર્શને ..
ઉત્કંઠિત નગર-પ્રમદાઓએ
અર્ધ અંગે વીંટયા આભૂષણ,
ને સજીને અધૂરા શૃંગાર
મહાલયના ઝરૂખે ઝૂલી,
ઝુલાવતી ઉરના હૈયા
ને નયણાંએ માંડતી નૃત્ય.

કો'ક અંગનાના
છૂટયાંતા નીવિબંધન,
ને કટિએથી સરી મેખલા
શૃંખલા પદની બની હતી,
ને નૂપુરકેરા સુરીલા ઝંકાર

ગાતાં'તાં સુંદરીઓનાં
ગિરધારીગિરિધારી સૌંદર્યગાન.

શું મથુરાનગરી
નારીમય બની હતી ?

એવે મથુરાને ચોક
રથેથી ઊતર્યા ઘનશ્યામ,
ને બીક વધી સૌંદર્ય–પૂતળીઓની—
જાણે એક પુષ્પચન્દ્રાને પૂજવા
અનેક રતિ બની આવી
મદનરસ ઢાક્યો ઊભર્યો,
ને છૂટ્યા અંબોડલાના કેશ.
હેલા આવ્યા હૈયા–સરોવરિયે.

પછી રાજમહાલયદ્વારે
બહેની સુભદ્રાએ વધાવ્યા ભ્રાત
કંચનઝારી ફેરવી મસ્તકે,
ને ઓળઘોળ ઢોળ્યા નીર.
કપોલે કીધા કંકુના ચાંદલા,
ને અક્ષત ચોડીને હેતે
બહેનીએ લીધા ઓવારણાં,
" ભાઈ! જગત જીતજો! "

ભાનુરાજના અસ્તાચળગમના
પ્રવેશદ્વારે સમીપ હતો સૂર્ય-રથ
એવે ગોકુલગામડે......
પ્રવેશ્યો ઉદ્ધવજીનો રથ,
કૃષ્ણ-વિરહે ઝૂરતા વ્રજને
ધૈર્યભરી દેવા શાંતિ

એ હતુ ગોધૂલિવાળુ
વેણુના સુણાતા'તા નાદ,
ને પાદરેથી ધેનુના ધણ
પ્રવેશતા'તા ગામનસડે
પછી ધેનુદોહનને કાજ
દામણે બાંધીને વાછરડાં
વ્રજાંગના ગાવતી'તી
શેરડીએ દૂધલ તાવડી

એ સંધ્યા પછી વાળુટાણે
ઉદ્ધવરથના થંભ્યા ઘોડલા
નંદરાયના નેસની ડેલીએ,

ને નિહાળી સન્માન્યા નંદજીએ
હેતે ભેટીને હૈયે.
" પધારો, મહાનુભાવ......! "
" નંદજી ! કૃષ્ણે કહાવ્યા છે સંદેશ
બાળપણાના માત-તાતને
કે ' આનંદે છે કનૈયો,
ને આનંદો પૂજ્ય આપ
સંસારે વિરક્ત-જીવન-આનંદે ! ' "

સન્માન નંદજીએ કર્યાં,
ને નંદરાણીએ પ્રશ્નો પધારી,
" ઉદ્ધવજી ! કનૈયાએ મેલ્યું ગોકુલ
ને કર્યા મથુરાના વાસ.
મૃદુ હાસ્ય બાળપણાના એના,
ને મહી-માખણની એની ચોરી,
સંભારતાસ ભારતા વિરહે જલે છે
કનૈયાવિહોણી મુજ ગોદ ! "

અને અશ્રુની ધારા

સરી માતા જશોદાને નયણે,
ભર્યું છલકયું વત્સલદૈયું,
ને લાધ્યાં જાગ્રત્ મેળવવા
બાળ–કનૈયાની બાળ-લીલાનાં.

પછી વીતી પળ,
ને વદ્યા ઉદ્ધવજી,
"નંદરાણી! કૃષ્ણજીના જગનિસ્તૃત ભાવ
નથી સંકુચિત જીવનના
એ સર્વના પુત્ર,
માત, તાત ને નર–નાર છે,
ને વિસ્તૃતભાવે છે આત્મા
બ્રહ્માંડના એ સંચલને."

અને એ રાત્રિએ
નિદ્રામાં ઉદ્ધવજીને કીધો
ગોકુળે બાળ-લીલાનો ઇતિહાસ

અને...?

(૫૫)

## ઉદ્ધવસંદેશ--વ્રજમાં પ્રભાત

રાત્રિના અંતિમ પ્રહરે
શય્યા તજી ઉદ્ધવજીએ.
આભે ચાંદરણા હતાં,
ને તૃતીયાના ચંદ્રનાં તેજ
સમામણાના આરે હતાં.
ઉદય-ગિરિએ નહોતી ઓઢી હજી
ઉષારાણીની નવરંગ ઓઢણી.
પણ ગોકુળના ગૃહેગૃહે
વ્રજાંગના વલોવતી તી વલોણાં

ઝમ...ઝમ...નેતરાં ખેંચતી,
ગોપીએ નાચતી'તી રવાય,
ને ઊડતા'તા મહીના છંટકાર

∘ ∘ ∘

' ઘમ્મર ઘૂમે ઘમ...ઘમ...વલોણાં રે,
ઘૂમે ઘમ...ઘમ...ગોપીનાં અંગ;
ઘમ્મર કંકણ ખણકે સલોણાં રે,
રુન...રુન...ઘૂઘરી રણકે સંગ.
ગોપી વલોવતી ગોરસડાં રે,
ઝમ...ઝમ...નેતરાંના દોર;
કમખાં છૂટી અંગ-રસડાએ,
ઊડી પાલવડાની કોર.
ઘમ્મર ઘૂમે ઘમ...ઘમ...વલોણાં રે,
ઘૂમે ઘમ...ઘમ...ગોપીના અંગ

[ સાખી ]

છલક ગોપીએ મહીડા વલોવ્યાં,
ભીંજાવ્યાં છંટકારે ચીર,
પ્રીતમે રંગે મધુરસ રેલાવ્યા,
એના જાણુ્યો રસ લગીર !
ઘમ્મર ઘૂમે ઘમ...ઘમ...વલોણાં રે,
ઘૂમે ઘમ...ઘમ...ગોપીનાં અંગ.

∘ ∘ ∘ ∘

અને વાયા સમીર,
ને ઊડી ઉદયાચળે...
ઉષાની નવરંગ ઓઢણી,
ને ગોકુળિયે વ્રજાંગનાનાં ચીર
રંગતાં'તાં વહેલું પ્રભાત.
પછી જાગ્યો ઉદયગિરિએ
દિનનો સોહામણુરાજ,
ફેંકતોફેંકતો કિરણતેજ
પ્રભાતની પનિહારણને બેડલે.

એ કાલિંદીના પનઘટ આગળ થઈ
વહેતાં'તાં યમુનાનાં નીર.
એ નવવયા પનિહારણ
પ્રભાતનાં પાણીડાંએ પધારતી'તી.
" સખી ! કનૈયે ગોકુળ તજ્યું,
ને જેમ ઓસર્યાં યમુના–જળનાં.
કોણ હવે મારે બેડલાને કાંકરી,
ભીંજવે આછેરાં ચીર,
ને જન્માવે લાખેણી લજ્જત ? "

અને યમુનાજીએ સ્નાન કરી
પધારતા ઉદ્ધવજીએ સુણી
પનિહારણની કૃષ્ણપ્રેમવાતડલી,

અને ઉતાવળાં ભરી ડગ
ચંચ્યા ઝીલતા પનિહારણનાં સૌંદર્ય,
" ગોકુળનું પ્રભાત-સૌંદર્ય
કઇ ભક્તિએ કૃષ્ણ ભજે છે ! "

એ ઉદ્ધવજી–વેણુએ
બેડલાને કરથંભા દઇ
ડગ ભરતી ઊભી પનિહારણ
મધક . મનકતી મુખડે,
ને એક હાથે અઢી બેડલું
સહિયરને દેતી રહી રસ-તાણી
" મહાનુભાવ ! કોણ આપ ? "
" કૃષ્ણપ્રિયા ! સંદેશવાહક ઉદ્ધવ હું
આવ્યો છું કૃષ્ણ-પાઠવ્યો ..! "

એને અનરોધી એક
સંકેતવાત કરી સહિયર સંગે
મનકામણા વેરી વદી,
" ઉદ્ધવજી ! કહેજો કનૈયાને કે
' નચાવી એમ નૃત્યે નાચી
અવગણીને લાખેણી લજ્જા,
પણ નટવર-મયૂરે તજી ઢેલડી.
શું વેર વાળ્યું બાળપણાની

માતા કનેની રાવનું ? ' "

અને ઉત્તરની અપેક્ષા વિના
ડગ ભર્યાં પનિહારણે,
" શા કૃષ્ણ–મહિમા ! "
સહસા સર્યું વેણ
ભક્ત ઉદ્ધવજીને મુખડેથી,
ને ડગ ભર્યાં આગે.

એવે દીઠું મહિયારું
મથુરાનગરે સંચરતું.
" સખી ! કનૈયે તજ્યું ગોકુલ.
નગુરાના તો ન કરીએ નેહ ! "
" સહિયર ! દાણી થઇ લીધાં દાણ.
કીધું'તું મેં કે ' કંસના રાજ્યે
કોણ તું રોકવૈયો કૃષ્ણ ? '
એવે વદ્યો'તો દાણી,
' હું રતિરાજ વ્રજનો.' "

એ વેણુએ ઉદ્ધવજી
વારી જાય કૃષ્ણ–સૌંદર્યે
મહિયારણવૃંદને મારગડે
પ્રગતિ રોકતા ઊભા.

" રસ-મટુકીની મહિયારણ...!
મથુરાથી પૂછાવ્યું છે કૃષ્ણે
કે ' શા છે સંદેશ વ્રજાંગનાના ? ' "

અને એકાકી સ્વર
મહિયારણુ દેથી સુણાયો,
" મહાનુભાવ ! કહેજો દાણીને
કે ' વેરણ ભાસે છે સારી રાત.
શોધ્યું વૃંદાવન, પણ
શેના લાધે અનંગ-રસ-મુરારિ ? ' "

અને વીતી પળ પછી પળ,
ને વદી સહિયર એક,
" સખી ! વ્રજમહિયારણનાં રાધિકારાણી
અદૃશ્ય થયાં છે વ્રજેથી,
નહિંતર કહાનને શોધીને
મટુકીનાં લીધાં દાણનાં
અવશ્ય લેત દ્વિગુણા મૂલ્ય ! "

અને......?
' એ દાણીનાં યે દ્વિગુણાં
મૂલ્ય લેતી કોણ હશે
રાધિકારાણી ! '

એ અધૂરી સમસ્યા
અણઉકલી રહી ઉદ્ધવજીમનડે;
ને ડગ ભર્યાં એમણે
યમુનાના કાંઠેકાંઠે,
સ્નાન જ્યાં કરતું'તું
રમણીઓનું રસવૃંદ.
કટિ-ડૂબ્યા નીરે ઊભેલીની
લાંબી કેશાવલિના વાળ
મસ્તાન જમનાજીએ તરતા હતા.
એને મથતી બાંધવા
પછી વહી વેણલા,
" સખી ! સુણ્યું કે મથુરાથી કનૈયાજી
ઉજ્જયિની ગયા'તા વિદ્યાને કાજ ! "
" સહિયર ! ભાગ્યવાન બની હશે
ઉજ્જયિનીની રસભીની લલના
કે શિપ્રાના સ્નાનઘાટે
હર્યાં હશે ચીર કનૈયે ! "

એ અટકી મલકી,
ને આછું'આછું નીરભીનું ચીર
જાણે તણાયું યમુનાના પ્રવાહે.
શું સખી યમુના વસ્ત્ર
ખેંચતી હતી ?

એ નિહાળી રહ્યા'તા ઉદ્ધવજી,
ને મનડે મંથન હતું કે પોતે
પ્રમદાઓને પાસે પધારી પ્રશ્ને;
પણ લોકલાજ અવરોધની હતી
એવે સ્નાનતી ગુર્જરીઓની દૃષ્ટિએ
પડ્યા ઉદ્ધવજી ઊભા
" સખી ! ભાસે છે મથુરાના વાસી ! "
" બહેની ! ચાલ, કાંઠે પહોંચી
પ્રશ્નીએ કનૈયાની ભાળ ! "

અને કુંજ-દિકુંજે ઝૂલતી
વેલડીઓ પ્રણયસાગરની એ
નીતરતી પધારી તીરે.
નહોતા મેનતા જલબિંદુ એ
એના અંગ-સ્પર્શનના લહાણાં.
એ સૌંદર્યઝરતીઓમાંની એકને મુખડેથી
સર્યાં માધુર્યવેણ
" મથુરાવાસી ! પધારો સમીપે ! "
સૌંદર્ય જાણે સુંદરીસ્વરૂપ બની
પુકારતું ભાસ્યું ઉદ્ધવજીને,
ને ડગ ભર્યાં એમણે એમના દીમણા
આછી અંગે ઓઢી ઓઢણીઓથી
દૃશ્યમાન થતાં હતાં પ્રત્યેક

સુંદરીનાં કલાગમ સર્વાંગ.
કેશાવલિ હતી છૂટી,
ને મહીંથી ટપકતાં'તાં જળબિંદુડાં.

એને જ્યાં ઝીલે દૃશ્યે
એવે કર્ણે ઝીલ્યાં અમૃતબિંદુડાં
લલિત લલનાનાં લાવણ્યે સર્યાં,
" મહાનુભાવ ! ભાસો છો મથુરાવાસી.
અચકાઓ છો સમીપ પધારતાં.
નાગિણીઓ નથી અમે કે
દઈશું કારમા દંશ ! "
અને મર્યાદાની પાળતા સીમા ને
આડું નિહાળતા સંકોચાયા ઉદ્ધવજી.
" વ્રજસુંદરીઓ ! હુંથી ન લોપાય મર્યાદા.
અંગે ધરો પૂરાં વસ્ત્રો.
પછી હું આવું સમીપ ! "

એ વેણલા સુણી
તાળી દઈ સુંદરીઓ લચકી.
પછી બેમાંની એક વદી વેણ,
" મથુરાવાસી ! જોગી ભાસો છો
તે શોહે છે આવાં જ્ઞાન.
અમે તો ચંચળ નારી.

ચિત્ત અમારું કનૈયા સંગે છે !"

અને વળી બીજી
કેશાવલિએથી ઝપટાવતી નીર,
" મહાનુભાવ ! મનડું જેનું જગતે ભમે
એને કાજ નેમ છે,
નહિ મજનારને કાજ.
અમારે તો કનૈયાની પ્રીતિ !"

એ ગોપીવેણુએ
ઉદ્ધવજીના ઊઘડયા લોચન,
ને વધા નેણે નમીનમી,
" ગોપીજન ! શ્રેષ્ઠ છે ભક્તિ તમને,
પણ કહેશો, કેમ નથી કૃષ્ણનો
વિયોગ ? "
" મથુરાવાસી ! વિયોગનો વિશિષ્ટ યોગ
ન દેખાય બાહ્ય દશ્યે
નિહાળશો ચીરીને અમ હૈયું
તો વક્ષ ઢાંકયા અમ હૈયાએ
દીસશે પ્રજ્ઞાચક્ષએ શ્યામ મુરારિ !"

શું ઊઘડયાં ઉદ્ધવજીનાં
પડળ ?

પછી......?

( ૫૬ )

## ઉદ્ધવસંદેશ–વ્રજમાં મધ્યાહ્ન

વૃંદાવનની વનરાઇએ
પલ્લવ ચીંધી તરુલતાનાં

બહેની ! બનીએ ને સહિયર.
પણ તું નહિ પિછાણતી હોય
મુજને, કાં ?"

અને એણે ગોરસની મટુકી
તરુલતાની છાયડીએ મેલી.
બલોયાં એનાં ખનનનન રણક્યાં,
ને એણે લલકાર્યું ગીત

× × × ×

"સખી ! અમે રે ભરવાડના ગોકુળગામના,
વૃંદાવનની તરુ–છાયડીએ
લખતા કનૈયાના નામ રે,
–સખી ! અમે રે ભરવાડા .

સખી ! રાધારાણીનાં બહેનપણાં હતાં
કુંજગલીએ બાળપણામાં રમતાં
'વર–વહુ' આડે નામ રે,
–સખી ! અમે રે ભરવાડા "

× × × ×

"પણ હવે .....

નગરવાટ ખાલી લાગે છે !"

એક દૈવાંગી
ભરવાડણે મૂક્યો નિ:શ્વાસ,
એવે ઉદ્ધવજી ડગ ભરી
એનાં સામીપ્ય સાધી વદ્યા,
" વ્રજની ભરવાડણ . ! "
ફરી એ વદ્યા,
" વ્રજની ભરવાડણ ! "
જાણે ઝબકીને જાગી એ
વિષાદ-સાગરના મધદરિયેથી
" કોણ આપ મહાનુભાવ ?
નથી ભાળ્યા વ્રજમાં આપ ! "
' ભરવાડણ ! હું છું મથુરાનો,
ને આવ્યો છું કૃષ્ણ-પાસેથી ! "

એ ' કૃષ્ણ ' નામના ઉચ્ચારે
વિષાદની પરદરી આનંદે છાય,
ને મુખડે પ્રસર્યો ઉલ્લાસ
" શાશા બોલ કનૈયે કહાવ્યા છે ? "
" ભરવાડણ ! કહાવ્યું છે કૃષ્ણે કે
' સભારે એને કહેજો કે

સ્મરણો મનડે રાખશો તો
અવશ્ય મળીશ હું આનંદસ્વરૂપ ! ' "

અને પ્રસરી હાસ્યરેખા
ગોપી-ભરવાડણ-મુખડે
" મથુરાવાસી ! બની પાછલી શિખામણ
કામણગારા ગિરિધારીએ
પણ કહેજો એટલું જ કે
' કુંવારાપણે નાની ઉંમરે કર્યાં કામણ,
ને દાનિદીને કાઠડે
તરંગ ઉડાડ્યા ઉલ્લાસના,
ને પછી વૃક્ષ-છાંયડીએ
અમ સૌને રમાડી પ્રીતે
શું વિરહના વમળે
ડુબાડવા ? ' "
" ગોપી ! વિરહે છે પ્રેમ-વિશુદ્ધિ
પ્રેમ-ઇતિહાસનો એ અમર બોલ છે ! "
અને નિહાળી રહ્યા ઉદ્ધવજી
માથે મટુકી મેલીને
મલપતી ચાલે ડગ ભરતીને

શું ગઈ ?
પણ કહેતી ગઈ

" મથુરાવાસી ! કહેજો કનૈયાને કે
' એકરંગિણી મળશે અનેક,
ને મીઠી ય મથુરા લાગશે,
પણ મધુકરને નહિ મળે ત્યાં
વૃંદાવનના નિર્મળાં ફૂલો ! ' "

અને . . ?
ડગ ભર્યાં ઉદ્ધવજીએ
ભરવાડણની પગલીએપગલીએ
" ઓ કૃષ્ણ ! કયાં જાને નિહાળું
વ્રજાંગનાની અનુપમ ભક્તિ ? "

એવે બે–ચાર ધેનુ સંગે
સમીપ આવતું ગોવાળવૃંદ ભાસ્યું
નિસર્ગ મધ્યે ખેલતાના બાળના
એ જાગ્યા સત્ય પ્રતીક
આનંદ–ઉલ્લાસના હતા ઉજાગા—
પણ શું આજ ભાસ્યા ખિન્ન
કૃષ્ણના વિરહે ?
" કોણ છો નવતર ? '
" ગરવા ગોવાળ ! મથુરાવાસી છું

' ઉદ્ધવ ' છે મુજ નામ.
કૃષ્ણ–પાઠવ્યો આવું છું
સંદેશડા દેવા તમને
કે ' આનંદો ને બનો આનંદમય ! ' "
" ઉદ્ધવજી ! આનંદસ્વરૂપ ગયો મિત્ર;
પણ એની સ્મરણાએ
મજે ચરાવી ધેનુ
રાચીએ છીએ યાદેયાદે ! "

અને ડગ ભર્યાં વૃદ્દે.
એને અવરોધી વદ્યા ઉદ્ધવજી,
" ગોપજન ! કેવો'ક તોળ્યો'તો,
કહેશો, કનૈયાએ ગોવર્ધન ? "

અને હાસ્ય ઝર્યાં,
ઉત્તર દેતાં વેણુલાં સંગે.
" ઉદ્ધવજી ! કનૈયે તોળ્યો ગોવર્ધન;
પણ હવે તોળશે એ સારા ભારતને ! "
પછી ઐપરવા ભાશે
ડગ ભરી સંચર્યાં ગોવાળ.
" શું સત્ય વેણુલાં......? "

કૃષ્ણ-પ્રશસ્તિને હૈયે સ્મરતાં
ઉદ્ધવજીએ નિહાળ્યું પછી
દિલ-ડોલાવણહારું દૃશ્ય

એક સર્વાંગસુંદર રમણી
ઉદ્યાનની તરુ ચાપડીએ બેસી
કોયલડી સંગે કહાવતી હતી
સૌંદર્યમૂરત કનૈયાને સંદેશ
‘ કાળી કોયલડી ! ઊડજે મથુરા દેશ,
ને મળો કુબ્જાના વર
કાળા કૃષ્ણજીને કહેજે કે
‘ન હોય આવી છેતરપડી !’ ’

એવે ફફડાવી પાંખ
ઊડી કાળી કોયલડી,
ને મેના આવી ઊડતી
ને બેઠી તરુડાળીએ
મેના ! મેના
‘ કાળુડા કહાનજી ! ’
‘ કા ળુ ડા ક-હા ન જી ! ’
ફરી બોલી મીઠડી મેના,

" કા...ળુ...ડા કે...હા...ન...જી ! "
ને હરખું સુંદરીનું યૌવન
પ્રેમવરના નામ-સ્મરણે.
પછી લજ્જાઈ છણકો કરતી એકલડી
ઘૂંઘટડો તાણી રિસામણાં રમતી એ.
પછી મેના ઊડી...
ને ફફડાવતા આવ્યા પોપટજી પાંખ,
ને વદી એને નિહાળણહારિણી,
" પોપટજી ! હમણાં ઊડ્યાં મેનારાણી.
શું ખેલો છો રિસામણાં-મનામણાં ?
કે પ્રણય-કલહના લખવા છે ઇતિહાસ ?"
" કે...ષ્ણ...જી...... !"
પોપટજી વદ્યા એ વેણ—
શું પાંજરે ભણ્યા ?

અને હસી અકેલી યૌવનાંગના.
" પઢો, પોપટજી ! ' રાધા-કૃષ્ણ ! ' "
" રા...ધા...કૃષ્ણ ! " પઢ્યા પોપટજી.
એને ઓળખવા લંબાવ્યા કર
કે પંખી ઝાલે મજનાર.
પણ શું ઝાલ્યાં ઝલાય
વૃંદાવનનાં પંખી ?

અને એક ઊંડેરો
મેલ્યો નમણીએ નિઃશ્વાસ
" કનૈયાની જોગિણી થાઉં કે કનૈયાની
ભોગિણી ? "
અને એ ગાવા લાગી ગીત.

× × ×

" સખી ! નેહને ઝૂલણે ઝૂલી,
મેં રસના લા'ણાં લીધાં.
એના નયણાં અમીટ મેં ભરીભરી,
કે પ્રેમના પ્યાલા પીધા !

સખી ! ઉરમાં તુફાન કૈંક જાગ્યાં,
મેં રસના લા'ણાં લીધાં.
સખી ! સમણાં તે સ્નેહ કેરાં લાધ્યાં,
કે પ્રેમના પ્યાલા પીધા !

×

સખી ! આ તે પ્રેમનાં કે અનંગનાં દર્શન ?
ઝાલવા જાઉં પ્રેમ તો થાય અનંગના સ્પર્શન !

×

સખી ! સાજનજૂનો આ છે બોલ,
મેં રસનાં લા'ણાં લીધાં.

એવો પ્રેમ–ઇતિહાસ છે અમોલ,
કે પ્રેમના પ્યાલા પીધા ! "

× × ×

ગીત અટક્યુ, ને
મંત્રમુગ્ધ જાગ્યા ઉદ્ધવજી,
ડગ ભરી સમીપે વદતા,
" રસીલી વ્રજાંગના !
કૃષ્ણની થા પ્રેમ–યોગિણી ! "

એ સ્વરે ચોંકી રમણી,
સંકોરતી પાનડાંના ચીર
" કોણ આપ મહાશય ? "
" રસદેશ વ્રજની રમણી !
' ઉદ્ધવ ' છે મારું નામ
આવ્યો છુ મથુરાએથી હું,
ને લાવ્યો છુ કૃષ્ણના સંદેશ
કે ' બનો પ્રેમ–યોગિણી ! ' "




અને વાયા સમીર,
યોગના...
ભોગના .

શૃંગારના…
અંગ કંપતું'તું અંગનાનું,
વસમી લાગતી'તી વૃંદાવનવનરાઈ—
શું કૃષ્ણના સંયોગ વિના !
" ઉદ્ધવજી ! ધરતી ખેડાય,
પણ ન ખેડાય ડુંગર ઊંચા;
તાગ લેવાય જળાશય-કૂવાના,
પણ ન લેવાય સમુદ્રના તાગ ! "

એ અટકી લગીર,
પણ પછી એ વદી,
" મહાનુભાવ ! વૃંદાવનનાં તરુવરને
ગણીગણી ટેરવે ટકીએ,
પણ આભના તારાગણ
ન ટેવાય લગીર.
કહેવતે કનૈયાને આપ કે
' પોપટ હોય તો પાળીએ,
પણ ન પાળ્યા જાય જોગન ! ' "
ને ઢળ્યાં ઉદ્ધવ-નેણલાં
ધરતીએ પૃચ્છા કરતાં
કે'કેવા હશે કૃષ્ણપ્રેમ
વ્રજભૂમિએ ?'

( ૫૭ )

## ઉદ્ધવસંદેશ–વ્રજમાં સંધ્યા

આભ–મહેલની સંધ્યા–રમણી
પશ્ચિમસાગરે સ્નાન કરીને
સૌંદર્યના કાંઠે પધારી
નિતરતીં'તી સમુદ્ર–તરંગે
ડૂબતા સૂર્યનાં તેજ.
ચીર–વિહોણું એનાં અંગ
સૌંદર્યની ફેંકતાં'તાં પ્રભા.
પછી કાંઠડાની રેતીએ એણે
મેઘરંગી પદ-મોજડી ચઢી,
ને પદે હેમ–શૃંખલા–ઝાંઝરે
રણઝણ્યુ રણકારી ઘૂઘરી.
પછી એ યૌવન–સૌંદર્યવંતી અંગનાએ .
દક્ષિણાંગે નવનવરંગી

ગોદાવરી કટિ-મેખલા,
ને નીતિમત્તાની રૂપલા છાય
ઝીલી આભની વાદળીએ
આકાશી ઓઢણીએ ઓઢી
ગોદાવરી રૂપલા રાગ
પછી લાવણ્યમયી લલનાએ
ઉત્તંગે સોહાવી લાલરંગી કમખી,
ને ઢંકાયા ઉરગિરિ-અસ્તાચળ
વદન તેજ આછું મલક્યું,
ને કેશાવલિ કંપાવતા
નીતર્યાં રમણિ દુકા.
એના શ્યામ-કેશ-ગંગના
આભાસ પૃથ્વીએ થયા
ને ખીલી સંધ્યા

એ હતું ગોધૂલિટાણું
ગોકુળનાં ગોપી ને ગોવાળ
ધેનુ સંગાથે પ્રવેશતા હતા
નંદજીના ગરવા નેસગામે

એ ગ્રામ-સૌંદર્ય નિહાળતા
ઉદ્ધવજીને અણુચિંતવ્યા પ્રશ્નો
વ્રજગતાના સૌંદર્ય-ભૂખે,

" મહાનુભાવ ! સુણાઇ છે કર્ણે વાત
કે કનૈયાના સંદેશડા દેવા
પાવન કર્યું છે આપે ગોકુલ "

સંધ્યાનું સર્વ સૌંદર્ય
વ્રજભૂમિએ કેંદ્રિત થઇને
શું પરમ સૌંદર્યનો સંદેશડો
પૂચ્છતું હતું ?
" ગોપાંગના ! કૃષ્ણજીએ કહાવ્યું છે
કે ' ઊડજો પરમાનંદના સમીરે ! ' "

અને ઉદ્ધવજીના ખાળી વેણુ
ટોળી કરી મનકી એક.
એની નયન-કટાગે
લાગી જાણે ઉદ્ધવ-ઉરે,
ને ધરતીએ ઢાળ્યા નેણુના,
પણુ એ પ્રશ્ન રીએ તો
પ્રશ્નો ઝૂલતા માથાના મુકુટને,
" ઉદ્ધવજી ! કહેજો કનૈયાને કે
' કહાવ્યા પરમાનંદના સમીરે ઉડુપન,
પણુ ન હોય ગોપીને યોગ-ઉપદેશ '
ગ્રાને ન મનાય ગોકુળની ગોપી,
મહાનુભાવ ! "

અને રાજી કરીને
જમનની ભામિનીઓએ લીધા,
ને રેલાવ્યા મધુર સ્વર.

o o o

"સખી! ઉદ્ધવજી આવ્યા સંદેશડે
—કે ગોપીને જ્ઞાને મનાવવા રે.

જદુજદુ પે રે બ્રહ્મજ્ઞાન દીધાં.
ભલા! કેવા રે જોગ તમે કીધા?
—કે ગોપીને જ્ઞાને મનાવવા રે

અગમ પંથ છે સ્નેહનો, ઉદ્ધવજી!
ભલા! લાગ્યો એનો અમને રંગ જી,
—કે ગોપીને જ્ઞાને મનાવવા રે."

o o o

...લગીર થંભ્યું હૃદસંગીત,
ને સંગાથીના સર્યાં હાસ્ય.
"ઉદ્ધવજી! સ્નેહને પિછાણ્યો છે જી?"
"ઉદ્ધવજી! પથિક અમે સ્નેહપંથના!"

અને ઠમકે ઝાંઝર રણુક્યાં,
ને ફરી રેલ્યું રસાળ ગીત.
"ઉદ્ધવજી.. ...!"

o o

" ત્યાગીને ગોઠે જ્ઞાન ને જોગ લાગે મીઠા,
ભલા ! ભીરુ જગત-જંજાળે ભડકના દીઠા,
—કે ગોપીને જ્ઞાને મનાવવા રે.

પૂર્ણ પરમાનંદ ઊતરશે યમુનાકાંઠડે,
ચંચળ ચિત્ત અમારું રસિયા સંગે રમે,
ભલા ! કહેશો, જોગજ્ઞાન કેમ ગમે ?
—કે ગોપીને જ્ઞાને મનાવવા રે. "

° ° °

અને છેલ્લી તાળીએ
કંકણો રણકી રહ્યાં.
" ઉદ્ધવજી ! જોગજ્ઞાન છે
જગે વસતા ભીરને કાજ.
અમને તો આનંદસ્વરૂપ સંગે
સાધ્યા છે એકતારનાદ
પણ કહેશો, શાણા કૃષ્ણ-સખા !
આનંદે તો છે ને ચંદનમહારાણી ? "

અને વદી ટોળ કરીને
લાવણ્યમયી લલના એક.
" ઉદ્ધવજી ! કહેજો કનૈયાને કે
નમણાં કુબ્જાજી સંગે
દાસીઓને દે દર્શન.
દરખને ડુલે ચડશે ગોકુળ જોઈ

કે ' સૌંદર્યમદ શ્યામે છત્યો
કુબ્જાજીનાં પૂર્ણ સૌંદર્યનો ! ' "

અને એક આવી
સચકંતી કટિએ લટકાળી.
" ઉદ્ધવજી ! કહેજો કનૈયાને કે
' લેવડાવશું રસ-લાભિતે
કાળુડા મહારાજને ને કાળાં મહારાણીને
શૃંગારનાં અમોઘ લહાણાં ! ' "

મંત્રમુગ્ધ ઉદ્ધવજી
નિહાળતા રહ્યા વૃંદાવનની ભૂમિએ—
શું વાચતા કનૈયાના પ્રેમ-ઇતિહાસ ?

અને ડગ ભરતી સંચરી
લાવણ્યમયી ને લાલિત્યભરી મત્તગંગના.
" બહેની ! ગિરિધરના સખાએ રિસાઈને
અબોલડા લીધા આપણુ સંગ
કે કુબ્જારાણીની કીધી વાત.
ક્ષમા કરજો, મહાનુભાવ...! "

અને હાસ્યરસની સરિતા સંગે
રેલ્યા સૌંદર્યના તરંગ—
શું ગૃહકાર્યના કર્મસાગરે ભળવા ?

( ૫૮ )

## ઉદ્ધવસંદેશ–વ્રજમાં રાત્રિ
## ને
## રાધિકાજીની મૂર્તિનાં દર્શન

અખંડ રાસની રાત્રિએ...
એ.. એ...સામ થંભ્યો આભે ચંદ્ર

શું ફરી જાગ્યો આજ
ચાંદની ઘેરવા કાલિંદીતટે ?

સારું વ્રજ નિહાળ્યું'તું,
ને સાથે ફર્યા'તા વૃંદાવનવનગાહે;
પણ યોગ-જ્ઞાની ઉદ્ધવજીને
ક્યાં ય નહોતું ભાળ્યું યોગ-કુટિર

એમણે ડગ ભર્યાં
નંદરાયને પ્રભુજીને
ચાંદનીમાં નિહાળવા યમુનાજી.

એવે ગોકુળનાં વ્રજજન
કનૈયાની કથા કરતાં સુણાયાં
ડાયરા કરી ગોકુળની શેરીએ.
" ભલાં ઉજાળ્યાં કનૈયાએ,
બાપ ! ગોકુળનાં નામ.
નથી ભૂલાતાં ઘડી'ક યે
મધુસૂદનનાં બાળપરાક્રમ ! "
" એ તો વ્રજભૂમિના પ્રભાવ !
ન નીવડત શત્રુઘ્ન કનૈયો।

મથુરા વસ્યો હોત વસુદેવ સંગે તો ! "

એ ગોરસની વાણી
સુણાઈ ઉદ્ધવજી-કર્ણે.
ત્યાંથી લગરીક છેટે
વૃદ્ધ વ્રજાંગનાઓ કરતી'તી
કનૈયાનાં બાળ-ખેલ-સ્મરણાં.
" બાઈ ! બહુબહુ દીઠા બાળ
પડના ને પાડાના,
પણ યશોમતીનો કનૈયો
વિસરાતો નથી લગરીક
પડછાયાથી યે લાગે છે એ,
મારી ! અંતરદાડો માંહે ! "

અને ડગ ભરતા ઉદ્ધવજી
વદ્યા મનોગમ વેણલા,
" અ...હા ..! શા કૃષ્ણ-પ્રેમ !
બાળકનો છે મોટેરો ભ્રાતા,
ને જીવનસખા છે કિશોરનો,
વૃદ્ધનો છે શૌર્યવંતો પુત્ર,
ને વૃદ્ધાનો છે વહાલસોયો બાળ,

ને રંગીલો છે રસરમણીનો
પ્યારોપ્યારો એ વ્રજનાથ.
આ વ્રજભૂમિ...!
અમર રહેશે આર્યાવર્તે
તુજ મોહામણું નામ !"

અને એમ ભર્યાં ઉદ્ધવજીએ
કાલિંદીના કાંઠા ઢીમણાં.
"અરે...... !"
અસ્થિર થયાં ઉદ્ધવ-નેણલાં
ઘડીક નિહાળતાં આભાય કે
કે 'યમુના-તટે
શું અનેક ચંદ્ર ઊગ્યા'તા ?'
એ હતું ચંદ્રમુખીઓનું વૃંદ.
અનંત આભના અનંત ચંદ્ર
ફૂલડા શા વેરાણા જાણે
યમુના-કાંઠે સોહંતા–
શું રમણીસૌંદર્યના શૃંગાર-ઉદ્યાને ?

અને નયણે નિહાળતા ઉદ્ધવજી
કર્ણે સુણી રહ્યા પછી

હૈયા-સ્પર્શી શી વાત...!
" સખી ! અખંડ રાસની
આજ છે પ્રેમ-પર્વણી.
રમે છે ને એ ચંદ્રોદય ! "
" બહેની ! વેણુ વાજંતી
સાન, ભાન ને માન મેલાવતી.
ને ગૃહકાર્ય તજી
આજ યમુના-કાંઠડે,
કોણ જાણે, કેમ...? "

એ રહ્યું અધૂરું વેણુ
શું અખંડ રાસની રમરમાણે !
" સખી ! એ રસની હતી
રઢિયાળી રસ-વાત. "
" બહેની...! "

અને એણે ગાઈ
એ રઢિયાળી રસ-વાત :

° ° ° °

" સખી ! સહિયર ! સાહેલડી !
પૂર્ણિમાની એ રાત !

સખી...!
રાસ લેતાં'તાં,
તાળી દેતાં'તાં,
કૂદકો કરતા'તાં
સખી ! આવ્યો એ મારી વાટ !
સખી......!
દોવની થાપી,
દેવા શું આપી,
પ્રેમ-ઝાળ વ્યાપી,
સખી ! દોરી મને રસવાટ !
સખી......!
રસરંગે ઘેના,
નિકુંજમાં અકેલા,
ચંદ્રિકામાં એલ્યા.
સખી ! એવી એ રાતની શી વાત !"

° ° ° •

અટક્યું ગીત, ને
રાત વીતી પણ
પ્રકાશતો'તો આજે ચંદ્ર;
પણ નહિ એ રાત્રિ સમો
જ્યારે રેલ્યા'તા છ...છ...માસના
અખંડ ને અનંત રાસ.
વહે'તી'તી એ તીરે યમુના;

પણ તરંગે ન હતા શૃંગાર
જેવા હતા જળક્રીડા-સમયે.
ને વૃંદાવનવનરાઈએ પણ ન હતા
વનક્રીડા સમા ઉલ્લાસ.
" સખી ! એ રાતડલી ગઈ,
પણ સ્મરણા રાખતી ગઈ ! "
" બહેનો ! કનૈયો ગયો,
ને ગઈ વૃષભાનદુલારી ! "
" સખી ! સૌંદર્ય ગયું કનૈયા સંગે,
ને વૃષભાનદુલારી સંગે સુંદરતા ગઈ ! "
" બહેની ! પણ નથી ગઈ એની
અખંડ અનંત સ્મરણા ! "

અને......!
ઉદ્ધવકર્ણે સુણાયા સાદ,
" આવો...સખીઓ...! આવો...
આજ છે રાસની પર્વણી ! "

અને ઢોલે પડી થાપી,
નૂપુર રણકારે રણક્યાં,
કંકણ ખણખણ્યાં કરતાળીએ.

પણ ન રેલ્યું રાસ-ગીત-
" શું કનૈયા વિના...? "
" ના...ના... "
" ત્યારે......? "
" શું વૃષભાનદુલારી વિના...? "
" કોણ કહે એ ? "
સૂનું હતું રાસ-મંડળ.
ન હતી એ શરદની પૂર્ણ પૂર્ણિમા,
પણ પૂનેમ હતી ઋતુ હેમંતની.
કૃષ્ણ-ચંદ્ર ને રાધિકા ચંદ્રમુખીને
શું દીઠાં આભના ચંદ્રે
વ્રજ ગનાના રાસ-મંડળે ?

અને છુપાયો ચંદ્ર
ઓથ લઈ આભ-વાદળોની.
ઋતુ હેમંતના વાતા'તા સમીર.
" સખી ! ગઈ રાસેશ્વરી વૃષભાનદુલારી,
ને ગયો રાસેશ કનૈયો ! "

એ એક ગોપાંગનાવેણુલે
જાણે નકારતી'તી વ્રજધરણી

રાસગોપાર્ધને લેવા રામ.

એ એક ગોપાંગનાવેણુએ
થંભ્યાં ભારવાં કાલિંદીનીર.

એ એક ગોપાંગનાવેણુએ
વાતા થંભ્યા પવન,
ને પરસ્પર વૃંદાવનવનરાઈના
અપ્રિસ થયાં ડાળીએ.

એ એક ગોપાંગનાવેણુએ
થંભતાં સર્વને નિહાળીને થંભ્યા ઉદ્ધવજી
અણઊકલી સમસ્યાએ ડોલતા.
" ઓ વ્રજ ! તુજ વસવાટે
અભ્યાસે પિછાણ્યા કૃષ્ણ-પ્રેમ-ઇતિહાસ;
પણ કોણ હતી વૃષભાનદુલારી
રાસેશની પરમ રાસેશ્વરી ? "

અને ડગ ભર્યાં ઉદ્ધવજીએ.
થંભ્યા એ રાસ-મંડળે.
શું સૌંદર્ય ચણ્યું'તું
સૌંદર્યવર વિના
કે સૌંદર્યવહુરાણી વિના ?

" રસીલી ગોપાંગના...!
બદુબડુ મગ્ન ભમીભમી
કૃષ્ણના પારખવા પ્રેમાનુરાગ.
પણ કહેશો લગીર...!
કોણ હતી તમ રસદેશની
રાસેશ્વરી વૃષભાનદુલારી ?"

એ ઉદ્ધવજીનેયુંત
ચલચિત્ર રાધા-કનૈયા-પ્રેમનું
ગોપાંગનાના હૈયાનેત્રે
દશ્યમાન થયું ચિરંજીવ.
વીતી શાન પણ,
વાયા મનોવૃત્તિ પર વિચારસમીર,
ને એકએક વ્રજાંગનાને હૈયે
મૂર્તિમંત થઈ રાધિકામૂર્તિ.

અકલ્પ્ય કલ્પનાની હતી એ
પ્રેમ-સ્મારકની અણુમૂર્તી પણ.
એ નિહાળતા ને વિચારતા ઉદ્ધવજી
મંથનના સાગરે ખાતા'તા ડોલા.
" ઓ વ્રજ ! કોણ હશે કૃષ્ણની

પ્રેમશ્રીશણગાર વૃષભાનદુલારી ! "

અને......!
અનેક ગોપીદેહની રમણાઓ
યમુનાજીના તરંગોમાં
દશ્યમાન થયું ગોપિકાઓને
રાધાનું-તેજરસ પૂર્ણ અદ્દભુત.
અને ઉદ્ધવજીનેય સે
પછી ઝાંખીઝાંખી થઇ મનિમંત
રાધિકાજીની મધુરી મૂરત.
અકલ્પ્ય સૌંદર્ય ને
ઓજસ પરમ ભક્તિનાં
હતા આકાશચંદ્રનેજથી યે વધુ તેજસાં.
એ અદ્દભુત દશ્યે
દિઙ્મૂઢ બન્યા ઉદ્ધવજી
નિહાળી સર્વ વ્રજાંગનાને
હૈયાના પરિપૂર્ણ ભાવે પ્રણમતી.
એ યે પ્રણમી રહ્યા પૂજ્ય મૂર્તિને.
એવે સુણાઇ એમને
દેવ-અવકાશની અંતરવાણી,
' વ્રજની આત્મરાણીના
દર્શને પાવન બનો ! '
" શું......... ? "

એ પ્રશ્ન ઉદ્ધવજીનો
શમ્યો સુણીને ગોપાંગનાકંઠેથી
આરતિ, અંજલી ને અર્ધ્ય દેતો સ્વર,
ને લાગ્યા એના એકતાર
રાધિકાજી-પૂજ્ય-પ્રેમ સંગે.
શું એ કનૈયાની વહુરાણી
હતી?

° ° ° °

" ગિરિવરધરની એ વહુરાણી હતી,
વ્રજની વનરાઈની વિહારિણી હતી,
કૃષ્ણજીની રાધા રસ-રાણી હતી,
વૃન્દાવન-કૂલડે વૈરાગિણી હતી.
એણે વનરાઈએ યોગ કૈંક સાધ્યા,
એવે પરમ-પ્રેમ-સોણલાં લાધ્યાં.
ગિરિવરધરની એ વહુરાણી હતી
એ પૂર્ણ આનંદની સમાધિ લઈ
કંઠતુલસીમાળાએ સમાઈ ગઈ
ગિરિવરધરની એ વહુરાણી હતી.

° ° ° °

ગીત અટક્યું, ને
ગોપીઓનું સકલ રાસવૃંદ
ભાવનાએ પ્રણમતું હતું

કૈયાના હેત-માધુર્યે,
ઉદ્ધવજી વંદી રહ્યા વિચારણામે,
' શું આ સૌંદર્ય-મૂર્તિ રાધિકાજીની
કૃષ્ણ-કંઠે તુલસીની માળામે
સમાય ? '

" ઓ મગ......!
કોણ ભાગ્યવંતું ?
કૃષ્ણ કે રાધિકાજી ? "
અને ઉદ્ધવ-નેણુલેથી
ધારા વહી પ્રેમાશ્રુની,
અને દૃશ્યમાન આકૃતિએથી
પછી સુણાઈ વાણી...
પ્રેમ-ભક્તિ ને જ્ઞાન-યોગનાં
જાણે વેરાણાં ફૂલડાં...
" ઉદ્ધવજી ! પ્રેમમૂર્તિ કનૈયાના
અંતર-સખા છો સાચા આપ.
હજી યે ઓસરતાં નથી
શું આપનાં યોગ અને જ્ઞાન ?
બાહ્ય દૃષ્ટિએ પેખતાં
ભાસો છો આપ જ્ઞાનસિદ્ધ,
પણ નિહાળો નિજ અંતર-દૃષ્ટિએ,
નથી યોગ કે નથી જ્ઞાન,

પણ છે અનંત સૌંદર્ય.
ને સૌંદર્યના અમોઘ આનંદના
અવનીએ કર્યાં છે
અંતરનું માનસજીવનમાં
કે એ સૌંદર્યના આનંદે વશી
સાધે પરમ-આનંદ-દીમનું પ્રમાણ '

રાધિકાજી-વેણુને
ઉદ્ધવજીના વિચારસાગરમનકે
આરંભ્યું મહા મંથન.
" દેવી ! વિરક્ત થઇને સંસારેથી
સાધવાને પરમાનંદપ્રયાણ ? "

પ્રતિભાભરી રાધિકાજીમૂર્તિ
જ સની'તી આભના સમીરે—
ઉદ્ધવજીના ઉકેલતી મનઃકોયડા ?
શાંત ઊભું'તું વજગનાર્દ
કરગધને કરતું વંદના.
એવે ફરી સુણાયો ઉદ્ધવજીને
પ્રશ્નનો પ્રત્યુત્તર......
" ઉદ્ધવજી ! ન નસાય સંસારેથી
નશો કરી યોગ-જ્ઞાનના દારૂડાનો.
વસો સંસારે, ને

પમચિપિપર્ગણિ ઉનાગે
અને નિઃસીમ આનંદને...
आनंदरूपममृतम् यद् विभाति ।
ને એનો આનંદકાય.
આપમેળે પછી રચાશે
આનંદમયનાં મધુરાં કાવ્ય,
ને મહીંથી ઊઠશે પ્રેમનો ધ્વનિ.
પછી પ્રેમે જાગશે સંસાર.
પ્રેમ...પ્રેમ...પ્રેમ ..
कोह्येवान्यात् कः प्राण्यात्
यदेष आकाश आनन्दो न स्यात् !
ઓ ભક્તરાજ...!
હજી યે ન પિછાણી હોય
તો પ્રેમની પરિભાષા,
તો પ્રશ્નને પૂછો
પ્રેમાવતાર નંદકુમારને ! "
પ્રેમના વાયા સમીર,
ને પ્રેમમૂર્તિ શશિકાન્તની
ફૂલમાં વેરી પ્રેમ-રાગનાં
અંતર્ધાન થયા ધીરીધારી.

અને...?

ઊગ ભર્યાં ઉદ્‌ગારોએ.

" ઓ જગત ! દિમાદ્રિએ યોગજ્ઞાન સાધ્યું ?
કે વ્રજ઼ગ઼ંદાને સાધ્યું ભક્તિ ? "

ચંદ્ર–આશિષ્યાં યમુનાનાં જળ
બે તીરે વહંતાંતાં.
એવે તરંગ નિહાળતા ઉદ્ધવજીને
દૂરથી પુનઃ સુણાયા ગોપીસ્વર.

° ° °

" એ પૂર્ણ આનંદની સમાધિ લઈ
કંદુસગીમાળાએ સમાઇ ગઈ.
ગિરિવરધરની એ વડુરાણી હતી ! "

° ° °

ગીત અટક્યુ......
ને ઉદ્ધવજીએ પ્રશ્ન્યાં યમુનાજીને,
" વ્રજ–સરિતા ! શાશા હશે
રાધિકાજીની ભક્તિના પ્રકાર ? "

અને કાલિંદીના તરંગેથી
ઉદ્ધવજીને સુણાયું જળતરંગગાન,
ગુંજારવ કરતું મધુર સ્વરે......
' પ્રેમલક્ષણા ભક્તિ... ' ' પ્રેમલક્ષણા ભક્તિ. '

## ( ૫૯ )

## ગોકુલથી મથુરામાં ઉદ્ધવજી
## ને
## અક્રૂરનું હસ્તિનાપુરગમન

કૃષ્ણ ..કૃષ્ણ...કૃષ્ણ...
કૃષ્ણમય મથુનનગરે

ગોકુળેથી પધાર્યા ઉદ્ધવજી—
શું સુણ્યાં ! રાધિકાજીનાં ગીતા ?

એ રાજમહાલા-ઉદ્યાનથી
ચડતા ભવનના સોપાન,
રટણ કરતાકરતા
પ્રેમ-લક્ષણા ભક્તિના

એવે વિયોગખંડે
મથુરેશ વસુદેવનંદન
ઉકેલતા ના આર્યાવર્તના ઇતિહાસ
' નમો ! પ્રભો ! "

ભક્તિભીના વેણને
ચરણવંદના ઉદ્ધવજીએ કરી
' પધારો, ઉદ્ધવજી !
આનંદે તો છે ને વ્રજભૂમિ ? '
' અચ્યુત ! આપની લીલાના કથા-અમૃતે
ને રાધિકાજીની અંતરીક્ષ-આશિષે

પ્રારબ્ધ પૂરું કરે છે વ્રજ
આપ-સ્મરણ-આનંદની સમાધિએ ! "

અને ખચકયા ઉદ્ધવજી
સોહંતી નિહાળી કૃષ્ણક ઠે
વૃંદાની મોહનમાળ.
" શું તુલસીની માળાએ
ગિરિધરનાં વહુરાણી સમાણાં ? "

અને ફરી ગુંજ્યું ગોપીગીત...

o o o

" એ પૂર્ણ આનંદની સમાધિ લઇ
કંઠતુલસીમાળામે સમાઈ ગઇ.
ગિરિવરધરની એ વહુરાણી હતી ! "

o o o

અને...?
વીતી પળ પછી પળ.
" કોને પૂજું ? ગિરિધરને ?
કે કંઠે વિરાજ્યાં ગિરિધરનાં
વહુરાણી રાધિકાજીને ? "

એ સમરવાના સૂને સૂની
વેણ વદ્યા ઉદ્ધવજી,
" પ્રભો ! જ્ઞાન, ભક્તિ કે યોગ પૈકી,
કહેશો, ક્યા મારગડા
સિદ્ધ કરી બ્રહ્મએકતારે ? "
સર્યાં હાસ્ય, ને પછી
રણ્યાં મોહનાં મનકામણાં
વેરતવિરતા વેણુ-ફૂલડાં.
એની ગૂંથી ઉદ્ધવજીએ માળ,
ને મહીંથી સર્યાં કૃષ્ણવેણુમર્મ.
" ઉદ્ધવજી ! મહાપ્રશ્ન ઉકેલાય મથને.
આર્યભૂષણ આપ છો મહાનુભાવ.
પધારો આર્યાવર્તની ઉચ્ચ ભૂમિએ.
ગિરિ કૈલાસ ખાય છે ડોલા
હિમના બાંધ્યા ઝૂલાએ,
ને ઉપર ઉમાનાથ
ઉકેલે છે બ્રહ્માંડના બોલ
હિમાદ્રિની એકાકિની ગુફાએ વસી ! "

એ યોગ-મારગડા
ચીંધ્યા યોગેશ્વર કૃષ્ણે,
ને ઉદ્ધવજીએ ભર્યાં ડગ

પ્રણમીપ્રણમી પ્રીતે.

ઉદ્ધવજી ગયા, ને
પ્રવેશ્યા અક્રૂરજી વંદીને.
યોગેશ્વર મથુરેશ કૃષ્ણે
યોગ-પોથી બંધ કરીને
ઉઘાડી કર્મયોગની પોથી.
" પધારો, અક્રૂરજી...! "
" પ્રભો ! આજ્ઞા...?"

અને...?
આર્યાવર્તનો ઇતિહાસ
યુગદ્વાપરની સંધ્યાએ
કરાવતો'તો પ્રત્યક્ષ બનીને
અનાર્યભાવનાની પ્રતીતિ.
" પ્રભો......! "
" અક્રૂરજી ! પાપ-પુણ્યના સંગ્રામ
આદિકાળના નથી અવનીએ ! "
" પ્રભો ! અનાદિકાળના છે
ગુણ-અવગુણના સંગ્રામ.

મત્સ્ય, કચ્છ, વારાહ, નૃસિંહ...
ને ત્રેતાયુગે યે રામ-રાવણ-યુદ્ધ !"

" અક્રૂરજી ! સંક્ષેપે કહો છો
યુગદ્વાપરનાં આલેખ્યાં ભાવિ.
તમસાને તીર વાલ્મીકિએ
ભાખી'તી સારી રામાયણકથા;
ને ખેલાયાં રામ-રાવણ-યુદ્ધ.
એમ ખેલાશે જયના ઇતિહાસે
મહાભારતના વિજયનાં યુદ્ધ ! "
શું અગમ ભાખતા'તા
મથુરેશ !

અને...
' પ્રભો...! ' એ દીન વેણુને
વંદ્યા અક્રૂરજી ! સુણુતા
કૃષ્ણની ક્રાંતદર્શનભરી આ વાણી...
" અક્રૂરજી ! સગોત્રીએ લાગ્યાં વેર-ઝેર
વિનાશના લખશે ઇતિહાસ.
કુરુ-પુત્રો હસ્તિનાપુરે

આમંત્રે છે સ્વયંયાચ્યો વિનાશ !"
" શું સત્ય ? પ્રભો...!"
" અક્રૂરજી ! સત્યનાં સિદ્ધ વાક્ય
વદું છું તમ કને આજ.
પધારો હસ્તિનાપુર, ને
રાજ ધૃતરાષ્ટ્રના વર્તનના
આણો સત્ય વર્તમાન !"

અને વિચારખંડેથી
ડગ ભર્યાં પ્રણમીપ્રણમીને
ભક્તિરત અક્રૂરજીએ
પછી યોગેશ્વર કૃષ્ણ......?
મલક મલકયા મલકામણે.
ઉદ્ધવજીને પાઠવ્યા એમણે હિમાદ્રિએ
મંથન કરી કાઢવા માર્ગ
જ્ઞાન, યોગ ને ભક્તિએથી.
પછી અક્રૂરજીનાં પ્રસ્થાન
કરાવ્યાં એમણે હસ્તિનાપુરે...
શું ઇતિહાસે અમર રાખવા
જય...............?
ભારત.........?

કે
મહાભારત.........!
અક્રૂરજીએ તજ્યો ખંડ
ને પ્રવેશી પ્રતિહારે
સૂચવ્યાં પત્રિકાવાહિનીનાં આગમન.
"પ્રભો.........!"
"શું છે ? પરિજન !"
"પ્રભો ! આવી છે એક સંદેશવાહિની."
"પ્રવેશાવો, પરિજન !"
એ વેણુએ ખણખણ્યાં કંકણ,
ને પ્રવેશી પ્રેમ-પરિચારિકા.
"સૌદર્યમૂર્તિ મથુરા-રાજન...!
પુછાવ્યું છે ચંદનનંદિનીએ
કે 'કે' દિ' સોહાવશો શૃંગારભવન
રસરંગે રમવાને કાજ ?'"

અને વાયા સમીર,
ને સંદેશવાહિનીને ભારી
વચનપરિપાલનની આશ
કે 'ચંદનનંદિનીના ચંદનસૌંદર્યે
રમણ કરશે રસરાજ !'

તાં ય પ્રણય-તુફાન
સામના કરતી'તી એ
અનિલે વીંઝંતી પદ ને કહેતી ·
કે ' લહેરજો...લહેરજો...અનંગના સમીર ! '

અને મહેલના સોપાને
ડગ દેતી, એ કૃષ્ણ-ઝીણી
ધવલી વદી છણકો કરી.
" છોડો, છોડો, ઠગારા !
આટઆટલા દિ'ની અવધ
શું આજ આવી ? "
" ચંદનનંદિની ! પુકાર કર્યો તુજ રસે,
ને રસેશ્વર બની આવ્યો હું.
વિરહ છે પ્રેમનું પૂર્ણ ઉદ્દીપન ! "

આરસની ફરસબંધીએ
કેશાવલિએથી વેરાતાં'તાં
જળ-મોતીડાંનાં બિંદુ.
ને એમ ને એમ...



એવે તરતુ ફૂલ એક
પૂચ્યુ કાહ્નને, ને
મનુ રમણીના રમણે
એના કરસ્પર્શને
નીરે તરતીના હૈયા-ફૂલડાં
પુષ્પધન્વાના બાણે કંપ્યા
ને બાળા બની વિહ્વળ.
શીતળ નીરે ઉષ્મા ભાસી,
ને ડગ ભર્યાં કાંઠડે
શું સરોવરની સુંદરી
એના સૌંદર્ય-સરોવર
ધરતીએ ભરવા પધારતી
હતી ?

અને ?
એક પગ હતો નીરે ડૂબ્યો,
ને બીજો હતો તીરે
એવા સુંદરીના દશ્યે
ઘનશ્યામની લાગી દૃષ્ટિ
પ્રણયકંપે અંગસેના કંપી,

તા ય પ્રણય–તુફાન
સામના કરતી'તી એ
અનિલે વીંઝંતી પદ ને કહેતી
કે ' લહેરજો...લહેરજો...અનંગના સમીર ! '

અને મહેલના સોપાને
ડગ દેતી, એ કૃષ્ણ-ઝીલી
ધવલી વદી છણકો કરી.
" છોડો, છોડો, ઠગારા !
આટઆટલા દિ'ની અવધ
શું આજ આવી ? "
" ચંદનનંદિની ! પુકાર કર્યો તુજ રસે,
ને રસેશ્વર બની આવ્યો હું.
વિરહ છે પ્રેમનું પૂર્ણ ઉદ્દીપન ! "

આરસની ફરસબંધીએ
કેશાવલિએથી વેરાતાં'તાં
જળ-મોતીડાંનાં બિંદુ.
ને એમ ને એમ...

અને હસ્યા કૃષ્ણ.
ને રમણીએ ચડ્યો વિલાસ !
જાણે પુષ્પધન્વાએ પધારીને
શૃંગારે શણગાર્યો'તો શયનખંડ,
ને નેપથ્યેથી જાણે
સુણાતા કામોદ્દીપક વાજિંત્રસ્વર.
વીણા, વેણુ ને મૃદંગ
ચંદનબાળાનાં અષ્ટ અંગે બહેલાવતાં'તાં
વિલાસના સોળસોળ શૃંગાર.
" ચંદના ! વિલાસ-મારગડાની
તું છે રસ-પ્રવાસિની.
મુજ સંગેનો દિવ્ય વિલાસ
લય કરશે તુજ ભૌતિક વિલાસનો. "

એ કૃષ્ણ-વેણુએ
નવોઢાભાવ-દીપંતી રમણી
ડગ એક પાછળ હટી-
શું મોહનવરના કર-આહ્વાનેથી
નાસના ?
પણ એ દેતી'તી......
દ્વિગુણું મર્મવેણુએ આમંત્રણ.

" રમણુ ! ભર્યાંભર્યાં તમ સૌંદર્ય
મસ્તાનાં છે મુજ ઉરફૂલડાં શાં;
પણુ નાથ...!
મ આલિંગશો મુને.
સ્નાન કર્યાં મુજ અંગે
પરિધાનીશ સ્વચ્છ રંગીલાં ચીર,
ને તમ ઓવારણાં લઈશ
મ અડશો... મ અડશો, મોહનવર ! "

અને વાઇ મસ્તાની હવા.
સુંદરી હતી સુંદરવરના કરબંધને—
પછી સુંદરવરે વિલાસ–ઉલ્લાસે
સોહાવ્યા સોળ શૃગાર,
ને ફૂલદાનીએથી લઈને
અબોડલે ઓપાવ્યાં શીર્ષફૂલ.
" ચંદનકિશોરી ! ઉદ્યાનનાં ફૂલડાં
આજ અનેરી યૌવન–સૌરભે
મહેકે છે તુજ શીર્ષફૂલડાં બની ! "
" શણુગારણુહારની પ્રભા છે, નાથ ! "

અને શિર નમાવ્યું સુંદરીએ—
જાણે સૌંદર્ય નમ્યું
સૌંદર્યને પ્રણમતું.

ને સિંદૂરના પૂર્યા લાલચટ્ટી રંગ.
" રંગીલી ! કેવા'ક આલેખ્યા રંગ ? "
" રેલાશે રંગ એવા, રંગીલા રાજ ! "
અને શરમામણી શરમાળી
નવલી ચંદનબાલા,
ને કેશાવલિએ વેણી ગૂંથી.
" ઘનશ્યામ ! મુજ કાળા કેરી
શા ગુંથન ગૂંથશું ? "
" ચંચલા ! તુજ શ્યામ કેશે
પરખાય છે મુજ રંગ ! "
શું વિલાસ વણાતો'તો
વિલાસ સંગે !

અને...પછી...
દર્પણબાજઠે પડેલી સખી
કનિષ્ઠે સોનલ કંકાવટી.
" ચંદના ! કર કામણગારી ટીપડી.
કપોળ-ચંદ્રક ભ્રમર-મધ્યબિંદુએ
દીપશે અનેરા આજ ! "
" કૃષ્ણજી ! ટીલડી કરું; પણ
રંગ કંકાવટીએ ખૂટશે તો ? "

" રંગીની ! ન ખૂટે શૃંગારસર્જનના
રસ-રસાળા રંગ......
પણ કંપે છે કેમ બીડયા
પોયણા શા તુજ ઓષ્ઠ ?"
અને એ લજ્જાવતી
વદી મર્મ-વેણવાં,
" નાથ ! ક્ષમા કરજો; પણ
અધીરા મુજ ઓષ્ઠ
તરસે છે તમ દંતક્ષતને કાજ. "

અને હસ્યા શૃંગારેશ્વર.
" શૃંગારિણી ! તુજ નાસિકાએ મણિ-નથડી
કેમ ભાસે છે તેજીલી ? "
" શૃંગારવર ! નથડી છે અણુણિતરી.
ઉતારશો ને ? નાથ...! "

એ વદી મર્મવેણવા,
કંકણખણખણયા કરે ચીધની
ફૂલ-સોહામણી સેજડલી.
" રણકરંગીલી ! શા રણકે છે કંકણ ? "
" ઉલ્લાસના ગાને ..! "

અને...?

" શું ગોકુલેશ મથુરાએ
સોહાવે છે સુંદર રાત્રિ ? "

ચંદનવૃક્ષે રેલ્યાં
મલકામણાં કટાક્ષભર્યાં
ને ચંદ્રમાએ વિહ્વળ બની
આભેથી દીધી ડૂબકી
ચંદનતલાવડીનાં નીરે.
પણ......?
ન લાધ્યા એને તાગ
મધુરી મૂરતના વસવાટના.
પછી ચંદ્રે બની નિરાશ
પ્રશ્ની તારકિકાઓને;
પણ ઉત્તરસ્થાને
પૂચ્છાયો સામો પ્રશ્ન
કે " ક્યાં નથી યોગયોગેશ્વર
ચૈતન્યમય બ્રહ્માણ્ડી ? "

એ અર્ધચંદ્રરાત્રિનો
પહેલો પ્રહર...
બીજો પ્રહર...

ત્રીજે પ્રહર...
ચોથે પ્રહર...
શું ભોગીઓની પૂર્ણ થઇ
રાતડલી ?

પણ...એ... ?
એક યોગી હતો...એક યોગી હતો...
યોગીઓનો યે હતો યોગેશ્વર.
રાત્રિને યે એ કહે કે ' ઘડીક થંભ ! '

પણ...એ... ?
ન હતી યોગિણી.
રાત્રિના વીતંતા પ્રહર
એને શોક્ય શા ભાસ્યા.

આધે હતો અર્ધ ચંદ્ર;
પણ એ પ્રણયભૂખી બાળાની
સેજડલીમાં સમીપે સોહંતો'તો
યૌવનસૌંદર્યનો પૂર્ણપૂર્ણ ચંદ્ર.

અને ભર્યાં ડગ...
ચતુરચિંતને બાલાકિશોરીએ
ન જાગે સેજનો સાથી એમ.

એ શયનગૃહે
ઝાંખાઝાંખા બળતા'તા
ઘી-દીવેલના દીપક,
પ્રતીક્ષા કરતા વહેલા પ્રભાતની

એ નિદ્રાળી રહી
પોઢેલા પ્રાણનાથને
સ્પર્શી એણે વિરહ
કે 'પ્રાત કાજે તજશે શય્યા
શું વિયોગના પ્રસરાવવા
અંધકાર ?'

અને ?
રસ-રાજનની રસીલી
સખીત્વના ભાવે અર્ચતી હતી
આમ ધ્યાઇ અર્ધચંદ્રપ્રકાશભરી રજનીને

• • •

"સખી રજની ! ઉષાના ઉદય તું રોક,
રોક
ઘડી'ક રોક
બ્હેની ! રોક
—સખી રજની ! ૦

ઉષા રાજશે, ને બ્હેની ! તું ભાગશે !
રંગ રેલશે, ને પ્રભાત પરાગશે !
રોક ..
  ઘડી'ક રોક...
    બ્હેની ! રોક.
      –સખી રજની ! ૦

બ્હેની ! તારી સેજમાં તારલિયાનાં ફૂલ છે.
બ્હેની ! મારી સેજમાં પ્રણય અણમૂલ છે !
રોક...
  ઘડી'ક રોક...
    બ્હેની ! રોક.
      –સખી રજની ! ૦ "
    ૦    ૦    ૦
    પણ......?
રોકી ન રોકાઈ રજની.
અનિલ વાયા પરોઢના,
ને સેજ તજી સલૂણીએ.
" ચંદનબાલા ! સોહામણું પ્રભાત
આજ લાગે છે રળિયાત.
વિલાસે વિરાગ્યો છે વિલાસ ! "

  અને વીતી પળ.
પૂર્વે પ્રકાશ્યા આછાઆછા

પરોઢિયાના વહેલા અજવાસ,
" વિદાય લઉં ને ? બાલા...! "
" નાથ ! પુનર્મિલનની અવધ ? "

પવન વાયા...વાયા...
સપ્ત અવકાશ વીંધી
શું પરમહંસના ?
" બાલે ! વિલાસના સાગરે
માયાને મંથને સમાની
...............અર્થાત્ ?
માયાને માયાએ મારી.
શું ઇચ્છી રહી છે તુને
અંગસંગતિની આસક્તિ ? "

અને શાંત મૂર્તિએ પછી
ડગ ભર્યાં ધીરાંધીરાં;
અને ચંદનબાલા.......
પધારતા મોહનવરને
અનિમેષ નયણે નિહાળતી રહી
વાયા વહાણાના આછા અજવાસે.
પીળા પીતાંબરનાં સૌંદર્ય
શું ઊગતી ઉષાની ઓઢણીએ
જઇ ભળ્યાં !

## ( ૬૧ )

## હસ્તિનાપુરેથી અક્રૂર–આગમન
## ને
## પાંડવોના સમાચાર

**મ**થુરાના મહાલયમાં
સિંહાસને વિરાજ્યો'તો યુગપુરુષોત્તમ,
ને લલના ઢોળતી'તી વીંઝણા
ઝૂલતી સૌંદર્યના અનિલે.

અને હીરલાજડયા પાટે
પડ્યો હતો મયૂરમુકુટ,
ને આર્યાવર્તના પાથર્યા નકશા

કહેતા'તા કાળના ઇતિહાસ

એવે અવેળી પ્રતિહારિણી
પ્રગલ્ભ મનેલી રાજમહાલયનસનારે,
પણ વિનયની જાણે વાસિની
એ પ્રથમ પગના મહેનેથી
હવે ઊભી તી યૌવનના ઝરૂખડે

એના અગનારપણ
જાણે રેલાયા કૃષ્ણખંડે,
ને ઝાંઝરરણકારે
કૃષ્ણકર્ણે ગુંજ્યા-આ સ્વર,
ને મણિરત્ન કુંડળ ઝળક્યા
ઝમકારતા કલામય પડને
એ મજગોપાગનાને ઘેનું કરતું મુખડું
વ્યાકુળ કરતું બારણું પ્રતિહારિણીને,
પણ એનાં નયને હતી
કહેતી કો કાર્યની નજર.
" કૃષ્ણજી ! હસ્તિનાપુર પાઠવ્યા અક્રૂરજી
કહાવે છે પ્રણામ
ને યાચે છે
આપના મિલનની આજ્ઞા ! "
" પ્રવેશાવો ! "

એ કૃષ્ણવેણુલે
પ્રણમી પ્રતિહારિણી.
અને...... ?
પ્રવેશ્યા ભક્ત અક્રૂરજી.
ભગવાનને નમ્યા ભક્ત
" પધારો, અક્રૂરજી...!
શી છે હસ્તિનાપુરની જાણ ? "
આસન સૂચવ્યું કરસ કેતે
એને શિરે ઝીલી...
કૃષ્ણપાય સમીપ બેઠા
પડયા બાજોઠે અક્રૂરજી.
" પ્રભો ! હસ્તિનાપુરે......
કુટુંબ–કલેશનાં વવાણાં છે બીજ ! "

અને વીતી અબોલ પળ.
પણ પછી વદ્યા મથુરેશ,
" અક્રૂરજી ! યુગ દ્વાપર ભાખે છે
આર્યાવર્તે વસમાં ભાવિ.
ઉત્તર કુવે વેદ સર્જાયા,
ને સંસ્કૃતિએ માંડયાં દક્ષિણાયન,
ને દીધા વેદનાં જીવન–જ્ઞાન ! "
" પ્રભો......! "
" અક્રૂરજી ! નરસિંહ અવતાર છે

પ્રતીક પાશવ ને માનવ દેહ મિશ્રિત.
એણે હિરણ્યકશિપુને હણ્યો
વીતવૃત્તિ ટાળીને દીધા
જ્ઞાનના જગત–ઇતિહાસ ! ”
“ પ્રભો !......પણ...... ”

એને અવરોધીને
વેણુ વદ્યા મથુરેશ,
“ અક્રૂરજી ! સુણો સારો ઇતિહાસ
જગતની સંસ્કૃતિનો
લાધ્યો મુજ આખ્યાને.
પછી એણે વટાવી હિમાદ્રિની ગિરિમાળ,
ને યોગગંગાને કાંઠે
ઉત્તરેથી આવ્યા આર્યોએ
વારાણસીએ સુણાવ્યા વેદ.
પણ......અક્રૂરજી !
જ્ઞાન કેટકેટલાંએ ઝીલ્યાં છે ? ”

અને કૃષ્ણજીએ...
સંક્ષેપે સુણાવ્યાં અક્રૂરજીને
સંસ્કૃતિ ને અસંસ્કૃતિનાં
અમર યુગચેતનાનાં ઘર્ષણ.
“ અક્રૂરજી ! રામચંદ્રજીએ પાળી પિતા–આજ્ઞા

ને સીતાજી સંગે સોહાવ્યા
વનના વસમા વાસ...!"
"અભો......!"
"અક્રૂરજી ! એ હતી
સંસારના સંચલનની ભાવના
કે પુત્ર પાળે પિતા–આજ્ઞા,
ને ન તજે વહુરાણી
મરણાંતે યે વરના સાથ !"
"પ્રભો ! હવે પારખુ છું
રામ–રાવણના યુદ્ધમર્મ
કે સંસ્કૃતિ સંગે અવિદ્યાનાં
હતા એ ઇતિહાસ–સમરાંગણ !"
"અક્રૂરજી ! હજી યે છે ભારતવર્ષે
આર્ય ને અનાર્યનાં સંઘર્ષણ !"

અને મલક્યા અક્રૂરજી
વદતાંવદતા વેણુમાં,
"न कूटनीतिरभवत् श्रीकृष्णसदृशा पुरा।"

એ અક્રૂર–વેણુને
મલકી પરિચારિકા છાનીછાની
વીંઝણા ઢોળતીઢોળતી—
શું અર્થવિરુદ્ધ ભાસ્યાં હશે

અક્રૂરજીવેણુએ ?
" અક્રૂરજી ! ઉકેલ્યા જગતના ઇતિહાસ;
પણ શા છે હસ્તિનાપુરના ? "
" પ્રભો ! અંધરાજન ધૃતરાષ્ટ્ર
પુત્રપ્રેમે છે ઘેનાયેલા.
ઉત્તરાધિકારી યુવરાજ દુર્યોધનને
વરી છે કલેશ-કલહની દેવી.
પિતાઇ પાંડુ-પુત્રોને
યમના પંથે છે દૂત ! "

અને જગાવ્યું હાસ્ય
મલકતા કૃષ્ણ-મુખડે
" અક્રૂરજી ! આંખેના વેણુ દેશે
સત્યની સાચી પ્રતીતિ ! "
" પ્રભો ! " એ વેણુએ ઝીલ્યા
ને વર્ણવ્યા દૃષ્ટિએ પારખ્યા
અક્રૂરજીએ હસ્તિનાપુરના ઇતિહાસ.
" પાંડુપુત્ર પાંડવોની
કુંતીમાતાએ સહી વ્યથા,
ને કહાવ્યું છે આપ મહાનુભાવને
કે ' સંબંધની દૃષ્ટિએ
દુઃખની ઝીલો ગાહ,
ને આશ્રય દો શરણાગતને ! ' "

મનકથા મથુરેશ મુખડે
" અક્રૂરજી ! પાંડુપુત્રે ને ધૃતરાષ્ટ્રપુત્રે
શાશા છે વિચાર-વિરોધ ? '
' પ્રભો ! પાંચ પાંડુપુત્રો પૈકી
અર્જુન છે શાણાવળીની દક્ષતા
ને ભીમસેને છે અપ્રતિમ બળ
ધૃતરાષ્ટ્રપુત્ર કૌરવયુવરાજ દુર્યોધનને
સાલે છે પાંડવશૌર્ય ! "

અને વીતી પળ ..
' અક્રૂરજી ! શાશા વીતક વીત્યા,
મ્હેશા, પાંડવશિરે ? '
" પ્રભો ! કિશોર પાંડવકૌરવકુમારોની
હતી શસ્ત્ર-અસ્ત્ર-વિદ્યાની
હસ્તિનાપુરે પ્રતિસ્પર્ધા
એવે ?
બાણવિદ્યાએ શ્રેષ્ઠ
અર્જુનને જીતતો પેખી
કૌરવયુવરાજ દુર્યોધને
' કર્ણ 'ના દીધા નામ
કે દ્વંદ્વયુદ્ધે એની અર્જુન
સિદ્ધ કરે શ્રેષ્ઠતા
પણ અર્જુને પછી .

કર્ણને ' દાસીપુત્ર ' સંબોધી
દીન માન્યું યુદ્ધ એને સંગે,
ને એને દીધાં
ભીષ્મ, દ્રોણ કૃપાચાર્ય આદિ
મહા મહારથીઓએ સમર્થન.
પછી એ જાણીજાણી
યુવરાજ દુર્યોધને
દાસીપુત્ર કર્ણને દીધો
રંગીલો...અંગદેશ ! "

ઘડીક અટક્યા અક્રૂરજી.
" પછી ? " એ વાત ચલાવવાનું સૂચન
કૃષ્ણજીએ દીધું. ને વદ્યા એ,
" પ્રભો ! પછી ખેલ્યા એ
બાણવિદ્યાના સામર્થ્યનાં યુદ્ધ,
ને પાર્થે જીત્યો કર્ણ ! "

અને વીતી પળ પછી
વદ્યા મધુરેશ મલકી,
" અન્ય કાંઇ સમાચાર ? અક્રૂરજી ! "
" પ્રભો ! ગદાધારી યુવરાજ દુર્યોધનને
હતી ભીમકર્માની બળવિરુદ્ધતા.
એનાં કાઢવા કાસળ

ભોજનિયાંએ દીધાં ઝહર,
ને ઘેનવશ ભીમસેનને
મોડામોડા યે ભ્રાતનિર્ગમન પછી
ઝરૂખડેથી ફગાવ્યો ફૂંગોળી
વહંતા જમના-તરંગે,
જ્યાં પ્રભાવ હતા કુદરતના.
જળે શોષ્યું ઝહર;
ને હેમખેમ રહ્યો ભીમકર્મા.
અને અટકયા અક્રૂરજી
ખનનન સુણી ઝાંઝરઝમકાર,
ને પરિચારિકાએ દીધા નમીનમી
રાજકાજની ઠરેલી રીતે
દૂતે પાઠવ્યા સંદેશ.
" કૃષ્ણજી ! રાજ્યસીમાંતેથી આવ્યો દૂત
પ્રણમી યાચે છે
આપ મહાનુભાવનાં પ્રત્યક્ષ દર્શન ! "
" પ્રવેશાવો...... ! "

અને સંદેશવાદકે
દીધા કૃષ્ણજીને સંદેશ.
" મહાનુભાવ !
પુત્રી જરાસંધની બે
પિતૃદેશે પધારી,

ને કાંધા પતિ-હનનના ઇતિહાસ
નિર્જાપના જરાસંધને... !"

અટક્યો દૂત લગીર,
નિહાળતો કૃષ્ણમુખડાએ,
પણ પછી વદ્યો,
"કૃષ્ણજી ! મથુરાસીમાંતે
અગણિત જરાસંધસેનાનો
ઘેરો મંડાશે, ને
વસમા થાશે યાદવોના વાસ !"

અટક્યો દૂત
કૃષ્ણ-મુખડે નિહાળતો;
પણ એ જ શાંતિ હતી,
ને મધુર હતું મલકામણું.
"અક્રૂરજી ! સેનાપતિને પાઠવો સંદેશ
કે સજ્જ મથુરાની સેનાની
કરે શૌર્ય-સજાવટ.
ભલે યુગદ્વાપરની રંગભૂમિએ
કંસવધ-આક્ષેપો ઊઘડે પડદો,
ને પ્રથમ પ્રવેશે પેખાય
જરાસંધ સંગેનાં યુદ્ધદૃશ્ય !"

અને...!

( ૬૨ )

## જરાસંધનો ઘેરો

એ પ્રભાત વસમું ભાસ્યું
કૃષ્ણની મથુરાનગરીને.

ત્રેવીસ અક્ષૌહિણી સેનાનો સાગર
શું ઓળશે મથુરાનો ખેટ ?

મગધરાજન જરાસંધનું સૈન્ય
મથુરાએ પડ્યું'તું ઘેરો ઘાલીને,
ને બુરજેબુરજે મથુરા-સેનાનીઓ
કાંગરેકાંગરે તીરંદાજોને મેલીને
મદની કરતા'તા રક્ષા.

એવે સૂર્યરથ શો તેજલો
ધરતી ધણધણાવતો કૃષ્ણરથ
શૌર્યના દેતો પડઘા
ધપતો ભાસ્યો નગરવાસીને
કોટના પશ્ચિમદ્વાર દીમણો.

પ્રણમતા હતા એને
આયુધો નમાવી સૈનિકો,
ને આશિષતી'તી...
અટારીએ ઊભી લલના કે
'જેમ જીત્યો કામણગારા બની પ્રેમ,
એમ જીતજો કર્મયોગ બની

શૌર્યના રણસંગ્રામ...!'
માથે હતો એ જ મોરમુકુટ,
પણ ન'તાં ભાસતાં મુકુટપિચ્છે
મયૂરનૃત્યનાં આકર્ષણ.
સર્પ દેખીને કોપે મોર
ને પિચ્છે આવે શૌર્યકંપારી,
એમ યુદ્ધના વાતા પવને
શૌર્યની ધ્વજા શું પિચ્છ
હૈયે દેતું'તું હામ.
પછી મથુરાના કોટદ્વારપાળે
ઉઘાડયા લોહ–ભાગોળ.
ધમ ..ધમ...ધણધણી ધરતી,
ને રથના ઘોડલાએ દીધી છલાંગ;
પણ સતાણ હતી પૂરી
વિચક્ષણ સારથિકરે રાશ.

અને વેગીલો રથ...
શત્રુસૈન્યને ખાળવા
શું સંચરતો'તો ?

અને......?
અગ્રગાન્છાધા આભે

જેમ ઝબૂક ઝબકે વીજળી
એમ જરાસંધસૈન્યે
પ્રકટયો કૃષ્ણરથ,
ને ઉમટયાં અશ્વદળ,
રથદળ, ને હસ્તિદળ,
પાયદળ સંગે ઘેરવા કૃષ્ણરથ
ઊડી ધૂળ-ડમરી,
ને મથુરાબુરજેથી નિહાળતા
શૌર્યવંતા સેનાનીને
ભાસ્યો શૌર્યનો સૂર્ય
જાણે ઢંકાતો વાદળે
પણ કેટકેટલી વાર રહે સૂરજ
વાદળઢાંક્યો ?
ને બળરામજીનો વેગીલો રથ
પવન બનીને આવ્યો—
શું વિખેરવા વાદળ ?

એ દૃશ્ય નિહાળી
મગધરાજન જરાસંધ
મુખડે મલકતા વદ્યા,
" કૃષ્ણ ! છાનો વસ્યો ગોકુલે,
ને સૌંદર્યે જીતી વ્રજનાર,

પણ જીતવા સંગ્રામ એ
નથી નારીસંગના ખેલ !"

અને કરી અટ્ટહાસ્ય
બૃહદ્રથપુત્ર જરાસંધ
બળરામજીને કહેતા વદ્યા,
" બળિયા દીસતા બાળ !
" બળ રોળાશે તુજ
હું મહાબળિયા સંગે.
જય ઇચ્છે છે કે પરાજય ?"

...અને સુણાયો જરાસંધને
' જય'ની ઘોષણાનો સ્વર
કૃષ્ણ–બળરામ–ભ્રાતનો સંગાથીલો.
પછી એણે......
પ્રકોપે કર્યું આક્રમણ.
વરસાવી ઉગ્ર બાણવર્ષા
સૈન્ગે ઘેર્યા શૂરા બે.

એવે......?
' શાર્ઙ્ગ ' ધનુષ્યનો ટંકાર
રણસંગ્રામે ગજાવતો કરી
કૃષ્ણે છોડ્યાં હનનન...બાણ.

અને એમ... એમ...
શોણિતનો રેલ્યો સાગર.
પછી તરતા મચ્છને
જેમ પકડે મગરમચ્છ,
એમ રથેથી કૂદી બળરામજીએ
બળે ઝાલ્યો જરાસંધ—
શું જોગિણીના ખપ્પરે એને હોમવા ?
પછી...... ?
ખેલાયા ઝલકો દા'.
સત્તર વાર મગધરાજન જરાસંધે
ઘેરી મથુરા નગરી,
ને પરાજય પામ્યો એ
કૃષ્ણદોરી યાદવસેનાએ.
પણ...પછી...... ?
ભણકારા વાગતા'તા
જરાસંધના અઢારમા ઘેરાના.
એવે મથુરાએ અનુભવ્યો
પ્રચંડ, અણકલ્પ્યો ઘેરાવો
જરાસંધથી યે વધુ બળિયા શત્રુનો.

ત્રણ કરોડની મ્લેચ્છસેના
પડી ત્રિ-ચક્રાવે ઘેરીને
મથુરાનો દુર્ગમ કોટ.

એકતાનું નહીં લેશે નામનિશાન
કે પ્રજાનું ચિંતવે એ કલ્યાણ.
વળી આધ્યાત્મિક અવસ્થા
ગોથાં ખાય છે તુફાનસાગરે.
કર્મકાંડ રહ્યાં છે......
નર્યાં આડંબરભરપૂર.
આદર્શનાં ભૂલાયાં છે લક્ષ્ય !"
એ મધુરેશ-વેણુલે
કટારીએ ગયો હાથ
એક કોપાવિષ્ટ સેનાધિપતિનો.
" પ્રભો ! અશક્ય નથી કાંઇ
શૌર્યના અનુનમ બળે ! "

એ વેણુલે...
મરક મરક્યા મધુસૂદન.
" સેનાની ! સત્ય ભાખો છો;
પણ મથુરાના સપાટ પ્રદેશે
ભય છે શત્રુસૈન્યનો ! "
" પ્રભો ! ભય છે અનાર્યસૈન્યનો ! "
" સેનાનીજી ! પેખો છો એવો નથી
ભારતવર્ષે અનાર્યોનો ભય,
પણ છે અવશ્ય ભય

અનાર્યપ્રકૃતિવાળા રાજનોને ! "
" અલો ! કહેશો, કોણ...? "
" સેનાનીજી ! હસ્તિનાપુરે છે
દુષ્ટ શાસન દુર્યોધનનાં;
ને વિંધ્યાચળ ને રૂક્ષાચળ મધ્યે ચેદી દેશે
ને નર્મદાતીરે માહિષ્મતીએ વસી
અનાર્ય માનસે જીતવો છે આર્યાવર્ત,
ને ગૂંચવાણા છે ષડ્યંત્રચક્રે એના.
ભારતવર્ષની પૂર્વે
પૌંડ્રક પૌંડ્રદેશને,
ને ખળિયો ભગદત્ત રાજન—
કામરૂપ દેશ જેને મહાન
છે ઉત્તર હિમાદ્રિથી પૂર્વે ચીન લગી—
એના કિરાતોનું સૈન્ય,
ને વિદર્ભરાજનપુત્ર રુકમ
છે સંડોવાયા શિશુપાલચક્રે. "
કૃષ્ણજી થંભ્યા લગીર
ને પછી વદ્યા વેણ,
" શરીક્ષા સેનાનીજી...!
ભારતવર્ષના અગ્નિકોણેથી
ભય છે મથુરાપ્રદેશે
માહિષ્મતીને ને ચેદી દેશને
જ્યાં અનાર્યભાવનાશાસનપ્રિય

રાજન શિશુપાલનાં છે વર્ચસ્વ;
અને છે મગધરાજ જરાસંધનાં જોર !"
"કૃષ્ણજી ! જરાસંધના દુષ્ટ ત્રાસને
ઉત્તરકોશલરાજન શૂરસેને
ને કુંતીભોજ સહ અન્ય રાજને
અવિરત બની જરાસંધ-આક્રમણે
સ્થાપના કરી છે દક્ષિણકોશલની."

એવે પગરવ સુણાયો–
બળનું જાણે પધાર્યું પ્રતીક.

એ હતા બળરામજી.
એમને આવકાર્યા મધુરેશે,
શ્રેષ્ઠ આસન સાન્નિધ્યે દઈને.
"પધારો .....!"
"કૃષ્ણ ! મહાન છે સંકટ મથુરાપ્રદેશે.
શાં છે તુજ મંતવ્ય હવે ?"
"ભ્રાત ! મગધરાજ જરાસંધને
પરાજય દીધા સત્તર વાર,
છતાં હજી યે...
ભણકારા વાગે છે પૂરા

અઢારમા જરાસંધઘેરાના.
ઘેર્યો છે એણે મથુરાનો કોટ !"

અને......?
પ્રસર્યાં યુદ્ધવિચારણા-ખંડે
અનિશ્ચિત વિચારના સંગ્રામ.
વિચારણાના સાગર-વમળે
અટવાયાં સેનાધિપતિઓનાં મનડાં
કે 'યુદ્ધ ? કે શરણાગતિ ?'

પણ...... ?
પછી......પછી......
યુદ્ધવિશારદ સેનાધિપતિઓનાં મનડાં
યાચતાં ભારયાં મથુરેશને
કે ગૂંચવાયેલી પરિસ્થિતિએથી
એ કાઢે કો' સાચા મારગડા.
" ભ્રાત બળરામજી ! ને સેનાધ્યક્ષો !
વિચારણીય છે આ સમય.
કાળયવન સંગે જો
ખેલીશું સમરાંગણ,
ને ઘેરશે જરાસંધ મથુરા,

તો વસમી થશે યાદવોને
વાટ ! "
" પ્રભો...! "
" પાછી ! કૃષ્ણ ! "
" ભ્રાત બળરામજી ! સુણો...
છે મુજ મંતવ્ય કે
' નહિ હાર કે નહિ શરણાગતિ;
પણ મથુરાના તજવા વાસ ! ' "

એ હતું...
યોગેશ્વર કૃષ્ણનું મંતવ્ય
કર્મ-જીવનને ઉચિત.

અને......?
મથુરાના યાદવોએ સુણ્યા
વરહુકમ મથુરેશના,
ને ધીરે...ધીરે...
ને ક્રમે...ક્રમે...
કોટની છટકબારીએથી
છાના છટકયા યાદવો.
એ છાનાં પ્રયાણ
શું સૌરાષ્ટ્રના લક્ષ્યે હતાં ?

( ૬૩ )

## મુચકુંદદ્વારા કાળયવનનો નાશ

કાળયવનની મ્લેચ્છસેના
ઘેરીને પડી હતી મથુરા.

અંબાહરંગી ડેરા-તંબૂ પાથર્યાં
શત્રુ-છાવણીનાં દાખવતાં'તા પ્રાબલ્ય.

એવે ઊગ્યું પ્રભાત, ને
મથુરાદુર્ગની ગરકબારીએથી
સરકતો એકલવાયો માનવી
દીઠો મ્લેચ્છસૈન્યદૂતોએ,
શસ્ત્રવિહોણો ભરતો ડગ.

અનેરી હતી એની પ્રતિભા
સૌંદર્યના સાગરે તરતી.
શિરે શોભતો'તો મયૂર-મુકુટ,
ને લહેરતાં ઝૂલફાં
કુંડળઝળકને દેતાં'તાં સાથ.
વદને અગ્નિયાળી આંખ
શૌર્યની દેતી'તી પ્રતીતિ,
ને ભીડ્યા ઓષ્ઠ બે
દાખવતા'તા મક્કમતાનાં પૂર.
" રથી હશે...?
કે મહારથી હશે...?
કે અતિરથી હશે...? "

એ અન્યોન્ય ચાલતી ચર્ચા
પૂગી કાળયવનકર્ણે,
ને નિહાળ્યો એને એણે પે
તંબૂનો ઊંચકીને ચક.
" શી બાળવયે શૌર્યવંતી પ્રતિભા ! "

એ મનોવેણુલે મ્લેચ્છરાજને
અંગ છૂટી ઘડી'ક કંપારી,
ને ડગમગી હૈયાહિંમતની
ઘડી'ક વમળે નૈયા;
પણ સ્થિરતાએ પછી
પાશવી જોર ઊમટયાં,
ને ડગ ભર્યાં એણે
ગ્રહી કરે અસ્ત્ર-શસ્ત્ર
મનડે કરી નિશ્ચય કે
' અવસ્ય હશે એ કૃષ્ણ-
મથુરાના પ્રાણ—મથુરેશ ! '

પછી એણે કીધાં
અહંકારે અટ્ટહાસ્ય...
' અવસ્ય...નિઃશંક...
પરાજય પેખે છે કૃષ્ણ

નિદ્રાણા મુજ અદળક સેનાનાં બળ,
ને તને છે મથુરાનમર ! '
એ મનોગત વિચારે
પછી સાથ દેતા સરદારોને
વાળ્યા પાછા કાળયવને કહી કે
" એકલા સાથે એકલો હું પડું
યુદ્ધ ખેલી આણીશ એનો અંત ! "

અને દૂરથી આવતો એ
પછી સમીપ એને ભાળ્યો.
" શું આયુધવિહોણો છે કૃષ્ણ ? "
એ વદી મનોવેણ
આયુધ કે કર્યાં મ્લેચ્છરાજે
યુદ્ધનીતિની રીતિએરીતિએ.

પછી......
દીધી એણે દોટ......
પણ ન ઝલાયો નાસતો,
એટલે વદ્યો યવનરાજ,
" કૃષ્ણ ! યદુવંશી નથી શોભાસ્પદ
યુદ્ધેથી પલાયન આમ !

આયુધવિહોણા તું'ને નિરખી
મે પે ફેંકયાં છે આયુધ...... !"

એ કાળયવનબોલે
મુખ ફેરવી વદ્યા કૃષ્ણ,
"યવનરાજ ! અવશ્ય પાછા પધારી
અહો આયુધ સ્વરક્ષણા કાજ.
પણ કાળની અવધ ..... !"

એ અશ્રુભર્યા કૃષ્ણ-વેણુને
આંબવા એને ડગ ભરતો એ હસ્યો.
"કૃષ્ણ ! ભની છે તુજ કૃષ્ણકલા
કે ફેંકયા આયુધ ગ્રહવા જાઉં
ને તક દઉં નાસવાની તું'ને !"

અને દીધી દોટ
કાળયવને આંબવા કૃષ્ણ;
પણ વ્યર્થ ભાસી.
ને થાકેલાએ પછી
દોટ મૂકી ઉતાવળાભર્યા ડગે.

પણ દૂર ...દૂર...

ને સમીપે...કે આઘે...
એમ...એમ...
એક પર્વતનાં
ચઢાણ ચઢયા કૃષ્ણ,
ને દોરવાયો યવનરાજ;
પણ......
વૃક્ષની ઝાડીએ કે
કોતરની આડે સંતાઇ,
કાળયવનને ભટકતો રાખી પ્રમાણીએ
દર્શન છુપાવતા કૃષ્ણ
પછી પ્રવેશ્યા પર્વત-ગુફામાં

અને......
એક યોગી... એક યોગી...
સોડ તાણી સૂતો ગુફાએ...
પારખ્યો યોગેશ્વર કૃષ્ણે
એ યોગીમાં હતા તેજ;
પણ એ હતાં અન્યનાં દીધેલાં–
જેમ ચંદ્રને સૂર્યનાં તેજ તેમ.

એની દેહયષ્ટિ
તપ્તસુવર્ણ શી તેજીલી હતી.

એના ઝમકતા મુખની ઝમક
હતી આભની વિદ્યુત-ઝનક સમોવડી
પોઢયો'તો એ...
ને ઊભા'તા મથુરેશ સમીપે
એવે ઢૂંઢતોઢૂંઢતો...
દૃશ્યમાન થયો ગુફાદ્વારે
કૃષ્ણને કાળયવન

એણે પારખી
પણ .
કહેશો, શી વિસાત
પારખની યે યોગેશ્વર કને ?

અને પોઢેલાને કૃષ્ણે
ઓઢાડયુ નિજનુ પીળુ ઉપવસ્ત્ર,
ને ગુફાના અંધકારખૂણે
લપાયા મથુરેશ છાના—
શુ કાળયવનનો
અન્યનિર્મિત લાવવા અંત ?

પછી .
અંધકાભરી પર્વતગુફાએ
પ્રવેશ્યો મ્લેચ્છરાજ,

ને પેખ્યો પોઢેલો માનવી.
" અવશ્ય...નિ:સંદેહ...કૃષ્ણ
ઓઢીને પીળું પીતાંબર
સૂતો છે સોડ તાણીને ! "

અને કર્યું અટ્ટહાસ્ય
યવનરાજ કાળયવને.
પછી સોડ તાણી સૂતેલાને
કર્યો એણે પદ-પ્રહાર,
ને જાગ્યો...જાગ્યો એ
દીર્ઘકાળથી સેવતો નિદ્રા.

એના નયણે એકત્રિત થયાં'તાં
દીર્ઘનિદ્રાને કારણે
સમગ્ર અંગનાં ઝેર.

એ ઝેરીલાના
ઉઘડ્યાં લોચનેથી
પ્રજ્વળી અગ્નિજ્વાળા,
જ્વાળા ભસ્મીભૂત કરતી
દસ્પદોરે ઊભા કાળયવનને

અને...!
ખાખનો પડ્યો ઢગ.

રાખસંગે રાખ મળી.
શું એ હતો વિશ્વકર્મા ?

અને ધીરે... ધીરે...
સુર દ્વાપરના યોગેશ્વર કૃષ્ણે
ડગ ભર્યાં જાગ્રત સમીપ.

એ જાગતાને નયણે
ન હતાં નિદ્રા કે ઘેન.
સ્વસ્થ હતો નિહાળતો
રાખના ઢગને એ.
પછી ટીકીટીકી જોઇ રહ્યા
એ મધુરી કૃષ્ણમૂર્તિને.
" મહાનુભાવ ! કોણ આપ ? "
" હું છું કૃષ્ણ...... ! "
" કૃ...ષ્ણ...... ? "
અને છૂટા પાડી નામના અક્ષર
ડગ ભર્યાં એણે ગુફા બહાર
કરની કરી સંજ્ઞા.
" શું યુગપલટો થયો...... ? "

એ પોઢેલાએ જાગીને
જગત નિહાળી પ્રશ્ન્યા કૃષ્ણને,

" મહાનુભાવ ! કોણ આપ કૃષ્ણ ! "
" હું છું યદુનંદન...! "

અને વાયા પવન
આભ ને ધરતી મધ્યેથી
કહેતા કે......
' આ છે દ્વાપરયુગ '
એને...ઝીલી...ઝીલી
રમરીરમરી ભૂતકાળ
એ વદી કૃષ્ણજીને સંબોધતો,
" પુરુષ-સૌંદર્યના આદર્શ પ્રતીક !
આમ્રવાન લેખું છું મુને
મુજ પરમસૌંદર્યદર્શને.
માંધાતારાજનપુત્ર હું.
મુચકુંદ મુજ નામ
હિમાદ્રિ-શિખરે છે પૃથ્વીએ સ્વર્ગ ! "

અને હસ્યો મુચકુંદ.
" મહાનુભાવ ! નહિ એ સ્વર્ગલોક;
પણ પૃથ્વીએ સ્વર્ગલોક;
ને એનો ઇંદ્રરાજન
ઘેરાયો અસુર-માનવીના ત્રાસે.
એણે માગ્યા મુજ સાથ

પરાસ્ત કરવા દુષ્ટોને
ને મે એ દીધા
બહુ વર્ષો લગી,
ને પરાજિત કર્યા શત્રુને
શ્રમ ને ઉજાગરા વેઠીને ! "

અટક્યો મુચકુંદ, ને
એ અટકતાને ઉત્તેજિત કરતા
વેણુ વદ્યા મથુરેશ,
' પછી ? મુચકુંદરાજન ! '
' કૃષ્ણજી ! પછી મે યાચી
મુજ શ્રમની વિશ્રાંતિ
ને હિમાદ્રિના કો ઉચ્ચ શિખરેથી
ઔષધિ એમણે આણી
એ લીધી મે
ને નાખી નિદ્રા દીર્ઘકાળની
પણ હવે
જાગૃતિએ
મહાનુભાવ ! દાખવશો મુજ
ભાવિ જીવનક્રમણ ? '
" મુચકુંદરાજન !
કર્મ-સંસારે ખેલ્યા ખેલ

પણ……
ચિત્તવૃત્તિનિરોધઃ યોગઃ ।
એના સાંસા ભાસે છે.
પરબ્રહ્મ પર કરો એકાગ્ર ચિત્ત,
ગંધમાદન પર્વતે સંચરો,
ને બદરિકાશ્રમે સાધો
સંસારજીવનની નિવૃત્તિપ્રાપ્તિએ
યોગ ..પરમ યોગ ! "

એ કૃષ્ણવેણુએ
હાસ્ય સંગે સર્યાં વેણ,
" મહાનુભાવ ! ન પ્રાપ્તાય સંસારે વસીને
શાંતિ ? "
" મુચકુંદજી ! અવશ્ય પ્રાપ્તાય.
પણ છે યોગાનુયોગ,
પ્રાપ્તાય એ કર્યો કર્મસંસારે.
પણ આપનાં છે નિર્માણ
વિરક્તસંસારયોગનાં ! "

અને પર્વત-ગુફા બહાર
એણે ડગ ભર્યાં ……
જાણે દીક્ષા પામેલ નવો યોગી
સંચરતો હિમાદ્રિની યોગગુફાએ !

( ૬૪ )

## અઢારમી વારનો જરાસંધ ઘેરો
## દ્વારિકા-ગમન

મરાણો કાળયવન,
ને સરદારવિહૂણી સેના

અલ્પ સામનાએ નાઠી.
પછી મથુરાએ પ્રવેશ્યા કૃષ્ણ
શિકસ્ત દીધી મ્લેચ્છસૈન્યને.

એવે......!
સત્તરસત્તર વાર પરાજિત
જરાસંધે ઘાલ્યો ઘેરો
ત્રેવીસ અક્ષૌહિણી સેના જમાવીને.
સાચે જ વિપરીત હતી
પરિસ્થિતિ મથુરાનગરીની.
પછી મથુરેશ કૃષ્ણ
ભ્રાત બળરામજી સંગે
મથુરાદુર્ગના છોડયા સીમાડા.

અને નાઠા...
દૂર...દૂર...પણ
પૂંઠ પકડતા જરાસંધથી બચતા.
ને એમ...એમ...
કૃષ્ણ ને બળરામજી

પ્રવર્ષણ પર્વતે ચડયા.
પછી બહુ શોધ્યા જરાસંધે;
પણ ઝાળ લાગતી એની
ભાસી મહા વસમી.
પછી શોધ્યા મારગડા
કે ' જલાવો પ્રવર્ષણનો
ઊંચો અને નાનો પહાડ ! '

અને......
ધગ... ધગ... ધગ... ધગ...
ભભૂકી અગ્નિજ્વાલા,
વૃક્ષેથી ઊડયાં પંખી,
હરણાં ત્વરાએ નાસ્યાં,
ને બળ્યા નાગ, વીંછી વગેરે
નિજ ગતિની સ્વાભાવિક મંદતાએ.

એવે...?
યોગેશ્વર કૃષ્ણે......
સંયમ કરી બળરામ ભ્રાતે,

વાયુ પરના સાધ્યા આગ્રહે
અકંપ કરી દેહનો ભાર,
પ્રાણાયામે કર્યાં ઉડ્ડયન,
વટાવી જરાસંધ-સૈન્ય-ઘેરાવો
લઘિમા-સિદ્ધિને બળે.
એ યોગેશ્વર કૃષ્ણને
ગભરાવતાં'તાં આર્યાવર્તે
અનાર્યવાદી માનસ
એવાને રાજરમતની શેતરંજ
ધર્મની સ્થાપના અર્થે.

પછી એમણે......
વાટ લીધી સૌરાષ્ટ્રની કે
વસીને સાગર-આરે પોતે
અનાર્યમાનસ સામે માંડે
ધર્માર્થે કર્મના મોરચા.

અને......!
સૌરાષ્ટ્રને સાગર-આરે

એ હતી દ્વારિકાનગરી
શિલ્પકળાનું સત્ત્વ જાણે
ધરતીએ તગ્તું મૂક્યું'તું
વિજ્ઞાનશિલ્પી વિશ્વકર્માએ.
એ નગરીના મહાભવના
ઊંચા ઊંચા મિનારા
આભપરીઓ સંગે કરતા'તા વાત,
ને ઝૂલતા ઝરૂખડા
કહેતા'તા કે ' ઝૂલો . ઝૂલો
નગરની સુંદર નારીઓ !
આજ પધારે છે પરમ નર
મથુરેશ મટી દ્વારિકેશ બનવા ! '

અને બજી શરણાઇ,
નગારે પડી દાંડી,
ઝાંઝર, મૃદંગ ને વેણુ બજ્યાં,
ને નિશાન-ડંકાના થયા દૃશ્ય !
એ હતું કૃષ્ણકુળનું સામૈયું.
રેલાતાં'તાં શરણાઇ-ભેરીએથી
સુરીના મધુરા સંગીત,
ને ગીતડાં ગાતી'તી

દ્વારિકાની સૌંદર્યમયી લલનાઓ.

અને રાજકુમારી સુભદ્રાએ
શિરે મઢીને કનકકલશ
વીરાને વધાવવા ભર્યાં ડગ.
પછી સપ્ત વાર શિરે ઘુમાવી
ઝારી મઢી ચૂંદડીના છેડે,
ને આશીર્વચન પુરોહિત વદ્યા.
પછી હેતમૂર્તિ શા ભ્રાતાએ
બ્હેનડીમસ્તક કનકકનશે
ખણખણાતી સોનલ મરોર,
ને દ્વારિકા-રાજમહેલે
બ્હેનીએ વધાવ્યો ભ્રાત
શતશગપૂર્યાં ઝમરખદીવડે
ને સોનવા ને રૂપના ફૂલડે
ને અંગુલિના ટચાકા ફોડીને
ઓવારણાં લીધાં બ્હેની સુભદ્રાએ
" ભ્રાત ! ભારત ઝીલજે ! "
" બ્હેની ! તુજ આશિષ
ભારતે યે કરાવશે મહા ભારત ! "

## યોગેશ્વર કૃષ્ણ "મથુરેશ"માં આવેલ રાસના ઢાળ

| રાસ | પૃષ્ઠ | ઢાળ |
|---|---|---|
| મર ઘૂમે ઘમ...ઘમ...વલોણાં રે | ૪૮૨ | અષાઢી રાતના |
| મી અમે રે ભતવારા ગોકુલ ગામના | ૪૯૩ | સખી કાટો વાગ્યો રે |
| મી નેહને ઝૂલણે ઝૂલી | ૫૦૦ | સખી ફાગણને ફૂલડે ફૂલી |
| મી ઉદ્ધવજી આવ્યા સંદેશડે | ૫૦૧ | પૂર્ણિમા પાછી જશે રે |
| ગિરિધરની એ વહુરાણી હતી | ૫૨૦ | પાંખ ઊડવા પંખીની |
| ક ઘડીક રોક બહેની | ૫૪૨ | છોડ બહેની છોડ |

# મથુરેશ

## જરૂરી શુદ્ધિ

| પાન | લીંટી | અશુદ્ધ | શુદ્ધ |
|---|---|---|---|
| ૪૨૫ | ૧૩ | પરોઢા | પ્રૌઢા |
| ૪૬૫ | ૭ | पुरुपस्थाते | पुरुपख्याते |
| ,, | ૧૫ | संस्कारशेपोऽन्य. ॥ | संस्कारशेपोऽन्यः |
| ૫૨૩ | ૨ | આન દને | આન દમા |
| ,, | ૧૦ | का चेवान्यात् | कोह्येवान्यात |
| ૫૭૩ | ૧૯ | અ ધકાભરી | અ ધકારભરી |